# નાગા બાવા

નાટક

લેખક

ચન્દ્રવદન ચીમનલાલ મહેતા



પ્રકાશકમંડળ

ધનસુખલાલ મહેતા · વિલોચન ધ્રુવ · ચન્દ્રવદન મહેતા

ગોવાળિયા તળાવ ગ્રાન્ટરોડ મુંબાઇ ૭

મુખ્ય વિક્રેતા

આર. આર. શેઠની કં. મુંબાઇ ૨

# ચેતવણી



*

પહેલી આવૃત્તિ








મુદ્રક: મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ., આદિત્યમુદ્રણાલય, રાયખડ, અમદાવાદ
પ્રકાશક : ચન્દ્રવદન સી. મહેતા, ગોવાળિયા તળાવ, ગ્રાન્ટરોડ, મુંબઇ—૭

બળતાં.. બળતાં..

સોલી બાટલીવાળાને —

卐

* * "જે ગરીબ પોતાને પીડતી ભૂખથી ખાવાની વાત કરે તે તો ધાનમુઆ ને મૌડા કહેવાય, પણ ખાવાપીવાના ઇંદ્રિય-સુખમાં દિવસ ગુજારવા એ જે આપણે સઘળાને સારૂ લાગે છે તે કંઈ ઉપલા ઠપકાથી દૂર નથી."

* * "નાતને લીધે તથા કેટલાક ધનવંત છે, તેથી છેક ઉઘાડું પડતું નથી, બાકી ખરેખર જોતાં તો સઘળું પોલે પાને ચાલ્યું જાય છે."

* * "લાખો આદમીને ઉઘાડે પગે, ધસતે ટાંટીએ, નાગે શરીરે, ચોંટી ગએલે પેટે, ઓડે માથે, ફરી આંખે, ચિંતાની લાહે, રોગની ધાસ્તીએ અને છોકરાં રૂપી રાંડધાડને લીધે ભીખ માગતા જોઈ કેમ દયા ન ઉપજે?"

* * "ટાંટીઆમાં કસ છતાં, કાંડામાં જોર છતાં, શરીરમાં ઝુમ છતાં વગર મહેનતે અપાત્ર હોઈને પારકાનું ધૂતે છે અને

એ ધૂતનું લક્ષ રૂપે ગણે છે એવા ઉપર નહીં ધ્યાન આપવું જોઈએ તે તો પૂજાયા જાય છે, પણ બિચારાં બાપડાં ગરીબ – આંધળાં, લૂલાં, મૂગાં, બહેરાં માબાપ વગરનાં, રઝળતાં અને રોગીઓ આપણી પાસેથી પોકાર કરતાં જાય છે તોપણ આપણે તેઓ તરફ નજર કરતા નથી.”

“ઉચ્ચ નીચ તો માત્ર ધંધાને લીધે * થયા છે.”

“કેડે છોકરાં, પીઠે છોકરાં, ઝોળીમાં * છોકરાં, એવી ઝોળીઓ અને તંબુરીઓ સાથે ફાટાં ચીંથરાં પહેરેલાં એવી ભીખારણોને મોહોલ્લે મોહોલ્લે ફરતી રૂપાળીઓ તેમાં શું આપણી શોભા છે? એઓના બંદોબસ્ત કરવાને કંઈ ઈલાજો નથી!”

ઉપલા ઉતારા
નર્મગદ્યમાંથી

—કવિ નર્મદ

## આ જ લેખકનાં બીજાં પુસ્તકો

*

: કાવ્યો :

ઉલિકાવ્યો

ચાંદરણાં

રતન

*

: નાટકો :

આગગાડી

અખો વરવહુ અને બીજાં નાટકો

*

: તૈયાર થાય છે :

સંતાકુકડી, અને રમકડાંની દુકાન

પ્રેમલ જ્યોતિ

પ્રેમનું મોતી અને બીજાં નાટકો

પ્રેમનું ગીત

મર્દ નર્મદ

ભ્રમ

## અંક ૧



## અંક ૨

# રૂપધરો

તિલકકુમાર
નગરશેઠ
મહંત
સાધુ

ગોપી
ચંગી
રાધા
સુરદાસ
ઉસ્તાદ
અલખબાવો
સાંઈફકીર
સાલીગરામ
અડબંગો
બબ્બુ

માધવ
બાદશાહ
મોજીરામ
પીરશાહ

ભરથરી • નોકર • લંગડો • જાસુસીદરવાન • નૂરો • વિઠુ • ભૂવો

# છાંટો દયા

આગગાડી નાટકની પ્રસ્તાવના 'જરી વરાળ'માં જે કહ્યું હતું તે અહીં ફરી કહું છું કે, આ નાટકને પણ કયા 'ઈઝમ'ના ખાનામાં ગોઠવવું એની મને વિદ્વત્તાભરી આવડત કે ઝીણવટભરી સમજ નથી. હું તો આ નાટકની વસ્તુ માટે, એમાં આવતા ભિખારીના માળીઆ માટે, એમાંની વ્યવસ્થા માટે જેમને સવાલ કરવાનું મન થાય, એમને એટલું જ જણાવવાની રજા લઉં છું, કે એ તંત્ર મારૂં પોતાનું કેવળ કપોલકલ્પિત નથી. યુરોપમાં, અમેરિકામાં એવી સંસ્થાઓ છે. છાપાંઓમાં પ્રગટ થએલી, પોલિસખાતાંએ મહેનત કરી શોધી કાઢેલી, જાહેર થએલી વાત છે, તે એટલે સુધી કે ભીખ કેમ માગવી, ચોરી કેમ કરવી, એનાં છપાએલાં માસિકો પકડાયા સુધીના દાખલા નોંધાયા છે. પણ એમાં ખોટું શું? ડિટેકિટવ વાર્તાઓમાં ચોર કેમ પકડાય છે એ મુદ્દાઓ મુખ્યત્વે આગળ આવે છે; તો ચોરોએ ચોરી કેમ કરવી એનો ચર્ચાપ્રચાર કરવાનો એમને હક્ક નહિ?

પણ ત્યાંની વાતમાં આપણને શું? અહીંની આપણા દેશની ભિખારૂ સૃષ્ટિ પણ ઓછી રોમાંચક નથી. અનેક પ્રકારના જ્ઞાનનું સંશોધન કરનારા યુવાન ભાઈબંધોને જેમ આગગાડીની અંતરસૃષ્ટિ જોવાની મારી નમ્ર અરજ હતી, તેમ આપણા દેશના લાખો (૬૦ લાખ ઉપર તો ખરા જ) સાધુઓની, એ ઉપરાંત ભિખારીઓની અને એમને પોષતી સીધી કે આડકતરી ભીખથી ચાલતી સંસ્થાઓની નિર્વાહ-વ્યવહાર સૃષ્ટિનો અભ્યાસ કરવા વિનંતિ કરૂં તો માન્ય રાખશો ખરા?

આપણી મલયજ શીતલામ્, ધન્ય ધન્ય ભરત ભોમ અપૂર્વ મેળાઓથી ભરચક ધરતી છે. જાત્રા, પૂજા, પર્વ, તીરથ, ઓરસ, સિંહસ્થ, અધિક માસ, ગંભાર રંધ, ચોર્યાસી, મહાજન, જમાત વગેરે પ્રસંગો, અને અમાસ, પૂનમ, અગિયારસ, શિવરાત્રિ, પાંચમ, આઠમ કે ચૌદસ વગેરે નિશ્ચિત તિથિઓ વિના, અસંખ્ય ભિખારીઓને રોજીનું ન મળત. મને લાગે છે કે ઇશ્વરને ભિખારીઓની ઉપર જરૂર પક્ષપાત છે, એથી જ એમને વગર મહેનતે રોટલો અપાવવા પોતે પોતાનું નિરાકાર નિર્વિકાર, સર્વ અણુઅણુમાં વિસ્તરાએલું અભેદ, અગોચર સ્વરૂપ ભિન્નભિન્ન સમયે, ભિન્નભિન્ન સ્થળે, ભિન્નભિન્ન રૂપે વિવિધ ધાતુઓમાં કે જડ શિલાઓમાં પ્રગટ કરી પોતા માટે એક કરતાં પણ વધારે જન્મતિથિ, શયનતિથિ, અન્નપ્રાશનતિથિ, રાત્રિમહોત્સવ વગેરે મુકરર કરી આપણા મેળાઓ સજીવન રાખે છે. તે દિવસે પાંચ આંગળીએ પુણ્ય કરનાર ભિક્ષુક બ્રાહ્મણથી માંડી પાંચે કે દસે આંગળીએ ઠૂંઠો ભિખારી એક દિવસના ગુજરાન કરતાં પણ વધારે ગુજારો મેળવી લે છે. ઇશ્વરની આંખમાં સૌ સરખા છે એ વિધાનમાં કંઇક રહસ્ય છે ખરૂં, એ સત્યની ઝાંખી પણ તે દિવસે થઇ જાય છે.

"—અને ભિક્ષુક બ્રાહ્મણો પાઇ પૈસો મુકાવવા માટે ગમે ત્યાં દેવો અને સ્થાનો તત્કાળ પણ બનાવી યાત્રાળુઓને ઠગવાનો જ ધંધો લઈ બેઠા છે." —શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

'કૌમુદી' ફેબ્રુ૦ ૧૯૩૬. પાનું ૧૦૪

વિદ્વાન શાસ્ત્રીજીના ઉપરોક્ત કથનમાં મને વાંધો છે 'ઠગવાનો' એ શબ્દનો. હું તો એ કાઢી નાખું, ઠીક. અને બીજી બાજુ, ભીખ નહિ માગનાર અસંખ્ય લોકો ઘરમાં બેસી ભૂખે પણ મરે છે.

પરંતુ આ તો આડી વાત. હું તો ભિખારીઓની જીવન ઘટમાળ વિશે સૌ કોઈનું ધ્યાન ખેંચવા માગું છું. આપણી, ઉપરથી ઊજળી દુનિયામાં જ કોઈ વધારે હોશિયાર અને કોઈ ઓછું એમ નથી. ભિખારીઓમાં પણ અક્કલના ભંડાર ભરેલા હોય છે, અને પોતીકી કુનેહ અને આવડત વડે મોટી થાપણો એકઠી કરવાના અનેક દાખલાઓ મોજૂદ છે. આ અતિશયોક્તિ લાગે એમને માલમ થાય કે પોતાની આસપાસ બાંધેલી અજ્ઞાનની દીવાલો ભાંગી જરા વિશાળ નજર કરવા એ બુદ્ધિશાળીઓ તસ્દી લેશે તો એમને એ સત્ય સહેજે હાથ લાગશે. આ નમ્ર લેખક જાતે સુરતની મુંબાઈ બૅંકની શાખામાં કામ કરનાર એક જૂના પાડોશીની અનુભવી શાખે કહી શકે છે કે મહોલ્લે મહોલ્લે ફરનારા એક સુરદાસનું સેવિંગ્ઝ બૅંકમાં ખાતું દસ હજારની ઉપરનું હતું. છોકરવાદી માનસમાં એ હકીકત ધ્યાનમાં ન ઊતરતાં છેક ભરાઈ એ વસ્તુ ખોટી મનાવવા અને ઉપર ગણાવેલો દાખલો અપવાદ ઠેરવવા, એ સંબંધી કાળજીપૂર્વક તપાસ ચાલુ રાખતાં એવા દાખલા વધારે ને વધારે મળતા ગયા. કેટલીક વાર એમની નિકટમાં આવવા ભિખારુ બની મેળવેલા અનુભવોમાંથી જે અવનવી, વિવિધ, વ્યવહારુ, ભયંકર, કરુણ, દયામણી, ચિત્રવિચિત્ર, રંગીલી, જીવનક્રિયાની બેનમૂન અણુકલ્પી શકાય એવી સૃષ્ટિ નજરે પડી છે, એનો રસિક અને રોમાંચક ઈતિહાસ અહીં તો અસ્થાને છે, પણ દેખીતી વિદ્યાર્થી અવસ્થા પછી ભૂખમરાની દશામાં મહિને સાડાચાર રૂપિયામાં, રોજના અઢી આનામાં બે ટંકનું જમાડનાર એક વીશીમાં, મુંબાઈમાં જ, જમતાં એવા બે ચાર ભિખારીભાઈઓના સહભોજનનો લ્હાવો મળી ગયો હતો. એમની પાસેથી મળેલા કેટલાક બોધપાઠનો

આપણી મલયજ શીતલામ્, ધન્ય ધન્ય ભરત ભોમ અપૂર્વ મેળાઓથી ભરચક ધરતી છે. જાત્રા, પૂજા, પર્વ, તીરથ, ઓરસ, સિંહસ્થ, અધિક માસ, ગંભાર સંઘ, ચોર્યાસી, મહાજન, જમાત વગેરે પ્રસંગો, અને અમાસ, પૂનમ, અગિયારસ, શિવરાત્રિ, પાંચમ, આઠમ કે ચૌદસ વગેરે નિશ્ચિત તિથિઓ વિના, અસંખ્ય ભિખારીઓને રોજીયું ન મળત. મને લાગે છે કે ઇશ્વરને ભિખારીઓની ઉપર જરૂર પક્ષપાત છે, એથી જ એમને વગર મહેનતે રોટલો અપાવવા પોતે પોતાનું નિરાકાર નિર્વિકાર, સર્વ અણુઅણુમાં વિસ્તરાએલું અભેદ, અગોચર સ્વરૂપ ભિન્નભિન્ન સમયે, ભિન્નભિન્ન સ્થળે, ભિન્નભિન્ન રૂપે વિવિધ ધાતુઓમાં કે જડ શિલાઓમાં પ્રગટ કરી પોતા માટે એક કરતાં પણ વધારે જન્મતિથિ, શયનતિથિ, અન્નપ્રાશનતિથિ, રાત્રિમહોત્સવ વગેરે મુકરર કરી આપણા મેળાઓ સજીવન રાખે છે. તે દિવસે પાંચ આંગળીએ પુણ્ય કરનાર ભિક્ષુક બ્રાહ્મણથી માંડી પાંચે કે દસે આંગળીએ હૂંઠો ભિખારી એક દિવસના ગુજરાન કરતાં પણ વધારે ગુજારો મેળવી લે છે. ઈશ્વરની આંખમાં સૌ સરખા છે એ વિધાનમાં કંઈક રહસ્ય છે ખરું, એ સત્યની ઝાંખી પણ તે દિવસે થઇ જાય છે.

"—અને ભિક્ષુક બ્રાહ્મણો પાઇ પૈસો મુકાવવા માટે ગમે ત્યાં દેવો અને સ્થાનો તત્કાળ પણ બનાવી યાત્રાળુઓને ઠગવાનો જ ધંધો લઈ બેઠા છે." —શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

'કૌમુદી' ફેબ્રુ૦ ૧૯૩૬. પાનું ૧૦૪

વિદ્વાન શાસ્ત્રીજીના ઉપરોક્ત કથનમાં મને વાંધો છે 'ઠગવાનો' એ શબ્દનો. હું તો એ કાઢી નાખું, ઠીક. અને બીજી બાજુ, ભીખ નહિ માગનાર અસંખ્ય લોકો ઘરમાં બેસી ભખે પણ મરે છે.

માગવાની વૃત્તિ માટે શા સારૂ નીંદીએ? ભીખનો અર્થ શો? ભીખ કોને કહેવી? ઍસેમ્બ્લી કે યુનિવર્સિટીની કે એવી જ બીજી ચૂંટણીઓ વખતની મોભ્ભાદાર ગણાતી વ્યક્તિઓની ઘરઘર ફરી મત મેળવવાની કાકલુદીભરી માગણી, વીમો ઉતરાવવા ઘરાક મુંડવાની માગણી, કેટલીક નિશાળો ચલાવવા માટે વિદ્યાર્થીઓની માગણી, સત્યાગ્રહી કેદીની જેલમાં દરવાન પાસે તમાકુની તલપ છીપાવવાની માગણી, નપાસ થતાં વિદ્યાર્થીઓ માટે પરીક્ષક પાસે બે ચાર કે વધારે માર્ક વધરાવવાની માગણી કે દીકરાને ભણાવી કન્યાવાળાઓ પાસે લગ્ન માટે મોટી રકમની માગણી—એમાં ભીખવૃત્તિ કહેવાય ખરી કે નહિ? હિન્દુસ્તાન આખો બ્રિટિશ સરકાર પાસે ભીખ નથી માગતો તો શું કરે છે? સાલ દરસાલ કેટલી નિશાળો ચલાવવા, હોસ્પિટાલો ચલાવવા, અનાથ આશ્રમો ચલાવવા રસ્તે કે ગાડીઓમાં પેટીઓ ફેરવી, ઘર ઘર ટીપ ઉઘરાવી, ઉઘરાણું કરી એક પ્રકારની ભીખ મગાય છે એ તો સૌના અનુભવની વાત છે. અને આ લખ્યું છે એ નાટકના કુટુંબમાંના વ્હાલાં સગાંસહોદર નૃત્ય, રાસ, ગરબા વગેરેનો ભીખ માગવા માટે–'ચૅરિટ' માટે–હદબહારનો એક જ દયાજનક સદુપયોગ તો ટાણેટચકે શરમના ભારે લદાએલી કૉન્સર્ટની અળખામણી ટિકિટો બારણે આવી ચોંટે છે ત્યારે તો થાય છે જ એ તો જાણીતી વાત છે. એ દિશામાં તો આપણે જેને ગુરુદેવ કહી ફુલાઈએ છીએ, અને યુરોપે જેને નૉબેલ પ્રાઈઝ આપ્યું છે એ જાણી અભિમાન લઈએ છીએ, એવા ભારતેર કવિવર ટાગોર પણ ત્રણ ત્રણ પચ્ચીશી વટાવ્યા પછી પણ પોતાની સંસ્થા માટે શહેર શહેર દ્રવ્યોપાર્જન કરવા રંગભૂમિનો ઉપયોગ કરે છે એ જોઈને ચે આપણને કેટલો આનંદ થાય છે?

આભાર પણ આ નાટક પર ચઢેલો જ છે. એમાં કેટલાક ટેકીલા, જુઠ્ઠા, દંભી, ઢોંગી, સાચા, લુચ્ચા, નીતિવાળા, જાતવાન, પૈસાદાર, ગરીબ, ખાનદાન, તેમજ સંસ્કારી પણ જાણવામાં આવ્યા છે. વળી કેટલાક તો એવા મુફલિસ કે એમનો આગલો પાછલો ઈતિહાસ–કશું જ ન મળે. સુવાનું ઠામ નહિ, ખાવાને ઓદવાડ, તે અમસ્થું બ્હારનું પાણી પીતાં જીવલેણ જર્મ્સથી ભડકનારા આપણે રોજ રોજ ઉકાળેલી નવી બ્લેડથી દાઢી બોડનારા એ લોક જીવી જ કેમ શકતા હશે એ સત્ય વાત આપણે માની જ શકવાને અસમર્થ છીએ. મુંબઇમાં માધવબાગ, સામેની ધર્મશાળા, ભુલેશ્વર, ભીંડીબજાર, પાયધુનીનું તળાવ, ચોરબજાર એ સાથેનો સંકળાએલો સંબંધ, બાબુલનાથ, કોટમેદાન, મસ્જિદ, ગોદી, માહીમ, વાંદરા; સુરત વડોદરા, અમદાવાદ, ગુજરાત બહાર હિન્દુસ્તાન આખામાં ભરચક એવાં અનેક મંદિરોમાં, મસ્જિદોમાં અપાસરામાં, ધર્મશાળામાં, વાડાઓમાં, બાગોમાં, ખુલ્લા રસ્તાઓ ઉપર, ગણ્યા ગણાય નહિ એવે ઠેક ઠેકાણે સ્થાયી રહેઠાણ ઉપરાંત આગગાડીઓમાં ફરતાં ચારે દિશાઓમાં જુઓ. એમાંથી બે ચાર પાંચ પાછળ ફરો. એમનાં મૂળ રહેઠાણ, એમના જીવનપલટા, એમનાં વીતકો તપાસો. બને તો એકાદવાર સાધુ બાવા કે અપંગલૂલાનો વેશ કરી એમનાં ટોળાંમાં ભળી એમની સ્થિતિનો અભ્યાસ કરો. ઘણા ભિખારીઓની કરુણકથા સાંભળી, આંતરડીનો કકળાટ જોઈ, હૃદય પીગળી જશે, તેમ જ ઘણા ભિખારીઓની હાડકાંની હરામખોરી દેખી ગુસ્સો પણ આવશે. એમનાં ન્યાય અન્યાય, નીતિઅનીતિ, સત્ય અસત્ય, ધર્મ અધર્મ વગેરે જાણી આંખ પણ ખૂલી જશે.

પણ આપણે ભિખારીઓને એમની લુચ્ચાઈ માટે કે ભીખ-

જ છે. એકનો એક જ ભિખારી બાબુલનાથ પર અપંગ હિન્દુ, માધવબાગમાં સાધુ, મસ્જિદ આગળ મુસલમાન, અને દેવળ આગળ ક્રિસ્તાન બની ઊભો રહે છે. જેવો દાતાર તેવો તેનો ધર્મ. આપણા ઘણા માલેતુજાર વેપારીઓ પણ જેવા ઘરાક તેવી વાત નથી કરતા?... એટલે અહીં વળી પણ ફરી કહું છું કે મજૂરની જાતિમાં હિન્દુ મુસલમાનનો ભેદ નથી, તેમ ભિખારીની સૃષ્ટિમાં પણ એવા ભેદ નથી.* ન્યાત જાતની કટેવ તો આપણને પડી છે—આપણે સુધરેલા ભણેલાઓને. બાળકને નિશાળે મૂકીએ ત્યારથી સરકારી દફતરોમાં ન્યાત જાતની ઝીણામાં ઝીણી વિગત નોંધાવતાં આપણી એ નાલાયકી ઉપર આપણને લાજશરમ નથી આવતી. રગેરગમાં ન્યાત જાત અને ધર્મના ભેદ ગળથૂથીથી ઉતારનારા આપણે, ભિખારીઓમાં એ ભેદ નથી એમ માનતાં પણ અચકાઈએ તો એ સ્વાભાવિક છે; પરંતુ એમને ન્યાત હોઈ શકે જ કેમ? ભાગ્યે જ એમના કેટલાકના જન્મ નોંધાતા હશે. પુત્રનો જન્મ થતાં થાળી વગાડનારા આપણે, અધરણીનું જમણ જમી ફુલાનારા આપણે, જન્મસમય નોંધ કરી જન્મપત્રિકાઓ બનાવનારા આપણે, હવે તો નર્સ મેટરનિટિ હોમ અને હોસ્પિટાલોથી ટેવાતા

---

* ઉપરનું વાંચી એક સહૃદયી મિત્રે ભિખારીઓમાં પણ ઉચ્ચ નીચના ભેદ એમણે જોયા છે એવો દાવો કર્યો, અને મારી વાત ખોટી કહી. જો એમ હોય તો આપણી પાયમાલી અને અધોગતિની હદ જ થઇ ગઈ. એ સન્મિત્રનું અવલોકન ખોટું તો નહિ કહી શકું, પણ મારૂં નિરીક્ષણ એવું છે ખરૂં કે દાતાર જોઈ બ્રાહ્મણ ભિખારી પોતાની ઊંચી જાત પુરવાર કરી હલકા ભિખારીને હડધૂત કરે છે— ફક્ત એમ કરી દાતારમાંની બ્રાહ્મણને દાન આપવાની "ઊંચી ધર્મવૃત્તિ" સળગાવી વધારે દાન લેવા માટે જ.

ભીખ માગવાની પ્રથા તો હિન્દુસ્તાનના જીવનવ્યવહારમાં વણાયલી એક રોજિંદી વસ્તુ છે, આર્યસંસ્કૃતિની રહીસહી અસ્મિતાનું એક જીવંત સ્મારક છે, એમ નથી લાગતું?

બીજી બાજુ, આપણા ભગવાન, સુંદર ઈમારતોમાં સશસ્ત્ર સૈનિકોથી સુરક્ષિત જ્યાં બિરાજમાન છે, ત્યાંના મંદિરોના ડાપા, એમનાં દર્શનાર્થે યાત્રા કરતાં ફરજિયાત માગવામાં આવતો કરવેરો, અનેક ધર્મની સંસ્થાઓ ચલાવવા મગાતા પૈસા, હજી આજે ટાણે-મહોત્સવે લખપતિ માનવીથીયે વધારે ધનવાન કેટલાંક જાત્રાનાં સ્થળોમાંના કરોડપતિ ભગવાન તરફથી પોતાના ફુરસદને અભાવે એમના પગારદાર અને જોહુકમી મહેતાજીઓ મારફત મગાતો કર—એ બધાંને એક પ્રકારની ભીખ નહિ તો શું ગણવું? આપણે સુભાગ્યે આપણા ભગવાન પણ માગ્યે જ જાય છે. આજથી નહિ, સૈકાઓથી. જુઓની, સોમનાથે મૂડી એકઠી કરી, અને આપી ત્યારે ઉદાર દિલે મહમદ ગિજનીને. સૈકાઓથી જૈન મંદિરોમાં એકઠું થએલું ધન અપાય છે પ્રીવી કાઉન્સિલમાં અંગ્રેજી વકીલોને. આપણા ઈશ્વર માગે છે, બીજે આપવાને; ત્યાં આપણે એની માફક ભીખ જ માગીએ એમાં શી નવાઈ?

વળી આપણે જેમ આપણી બુદ્ધિ વડે ધન અને ધર્મના, ઉચ્ચ અને નીચના, કોમ અને શાખના, ન્યાત અને જાતના, ભેદ પાડીએ છીએ એવી જ રીતે ભિખારીઓને પણ વર્ગીકરણ કરવાની ઝીણી પ્રબળ અને સતેજ બુદ્ધિ હોય છે. એથી એમને મન દેવ, ભગવાન, ભક્તિ, ધર્મ, પૂજા, રોગ, વગેરે સંસ્કારી ગણાતાં પરંતુ વાસ્તવિક રીતે તો સંકુચિત માનસમાં ઘૃણા, દયા, કૃપા, મોટાઈ, આપવડાઈ ઉત્પન્ન કરવાનાં સાધનો

જ છે. એકનો એક જ ભિખારી બાબુલનાથ પર અપંગ હિન્દુ, માધવબાગમાં સાધુ, મસ્જિદ આગળ મુસલમાન, અને દેવળ આગળ ક્રિસ્તાન બની ઊભો રહે છે. જેવો દાતાર તેવો તેનો ધર્મ. આપણા ઘણા માલેતુજાર વેપારીઓ પણ જેવા ઘરાક તેવી વાત નથી કરતા?... એટલે અહીં વળી પણ ફરી કહું છું કે મજૂરની જાતિમાં હિન્દુ મુસલમાનનો ભેદ નથી, તેમ ભિખારીની સૃષ્ટિમાં પણ એવા ભેદ નથી.* ન્યાત જાતની કુટેવ તો આપણને પડી છે—આપણે સુધરેલા ભણેલાઓને. બાળકને નિશાળે મૂકીએ ત્યારથી સરકારી દફતરોમાં ન્યાત જાતની ઝીણામાં ઝીણી વિગત નોંધાવતાં આપણી એ નાલાયકી ઉપર આપણને લાજશરમ નથી આવતી. રગેરગમાં ન્યાત જાત અને ધર્મના ભેદ ગળથૂથીથી ઉતારનારા આપણે, ભિખારીઓમાં એ ભેદ નથી એમ માનતાં પણ અચકાઈએ તો એ સ્વાભાવિક છે; પરંતુ એમને ન્યાત હોઈ શકે જ કેમ? ભાગ્યે જ એમના કેટલાકના જન્મ નોંધાતા હશે. પુત્રનો જન્મ થતાં થાળી વગાડનારા આપણે, અધરણીનું જમણ જમી ફુલાનારા આપણે, જન્મસમય નોંધ કરી જન્મપત્રિકાઓ બનાવનારા આપણે, હવે તો નર્સ મેટરનિટિ હોમ અને હોસ્પિટાલોથી ટેવાતા

---

* ઉપરનું વાંચી એક સહૃદયી મિત્રે ભિખારીઓમાં પણ ઉચ્ચ નીચના ભેદ એમણે જોયા છે એવો દાવો કર્યો, અને મારી વાત ખોટી કહી. જો એમ હોય તો આપણી પાયમાલી અને અધોગતિની હદ જ થઇ ગઈ. એ સન્મિત્રનું અવલોકન ખોટું તો નહિ કહી શકું, પણ મારૂં નિરીક્ષણ એવું છે ખરૂં કે દાતાર જોઈ બ્રાહ્મણ ભિખારી પોતાની ઊંચી જાત પુરવાર કરી હલકા ભિખારીને હડધૂત કરે છે—ફક્ત એમ કરી દાતારમાંની બ્રાહ્મણને દાન આપવાની "ઊંચી ધર્મવૃત્તિ" સળગાવી વધારે દાન લેવા માટે જ.

જઈએ છીએ. વાતોત્સાહી મ્યુનિસિપાલિટીના સંસ્કારી દફતરે ભાત જાત નોંધાવવાની શહેરી ફરજ સમજનારા આપણે કલ્પી પણ શી રીતે શકીએ કે હજારો ભિખારીઓમાંના કેટલાકની ધર્મશાળાઓમાં, ગામ પાદરે, અનાથ આશ્રમોમાં કે રસ્તાઓમાં સુવાવડ થતી હશે? તેમની, તેમજ ગલીકુચીઓમાં ફેંકાએલા ન ધણીઆતાં બાળકોમાંથી મોટાં થએલાં મોટા ભાગનાં ભિખારીઓની ન્યાત જાત હોય જ શી રીતે? જિંદગી સુધી ભગવાનનું નામ દેનાર એ સાધુ ભિખારીને, અથવા તો બારે ઘડીએ અલ્લાનું નામ દેનાર એ ફકીર ભિખારીને દરરોજ એમ પ્રાર્થના કરવા છતાં એને ભીખ જ માગવી રહે છે. ક્યાં તો એની ભક્તિ ખોટી છે, અથવા તો ભગવાન એના સામું અને ધર્મિષ્ઠ ભાવિકો તરફ જોઈ એને એ નફકરો આળસનો ધંધો સતત ચાલુ રાખવાની જ પ્રેરણા આપવાની દયા કરે છે. અને છેવટે ઈશ્વરની વધારે કૃપા થતાં એનું રસ્તે રઝળતું નોંધારૂં વાલી વારસ વગરનું મુડદું શિક્ષણશાસ્ત્રીઓ માટે લોકોપયોગી થવા હોસ્પિટાલમાં ઘસડાય છે. એમ એને મૂળથી તે છેવટ સુધી કોઈ પણ જાતની ન્યાત જાતની છાપ મળતી નથી. જીવન મરણ અનાદિ અને અનંત છે એનો આથી સુંદર બીજો દાખલો કયો જોઈએ વારૂ?

ન્યાત જાત તો દેખાય છે પૈસાના છાકમાં, ધર્મની સંકુચિત માન્યતાઓના આડંબરમાં, બાકી ભિખારીઓને ન્યાત જાત શી?-ધરમ કેવો? વળી ભિખારૂ દેશને તો ન્યાત જાત હોય જ ક્યાંથી? છતાં છે. ગણી ગણાય નહિ એટલી છે. ગણ્યા ગણાય નહિ એટલા પંથ છે. એ બધાનો તો દેશ આખામાં સૌ કોઈ ભિખારી થઈ રહે તો જ નાશ થાય એમ લાગે છે.

હવે કંઈક આ નાટકમાંનાં પાત્રો વિશે. પહેલો તો બાદશાહ. એ એકસેન્ટ્રિક ખરો ?—કે મેનિઆક, મેલેન્કૉલિક, એબનૉરમલ ખૂની, વિચિત્ર, વિચક્ષણ, ઈનિહિબિશનિસ્ટ કે કૉમ્પ્લેક્ષિસવાળો —સાધારણ મનુષ્યો કરતાં કંઈક જુદો; ચઢતો ઊતરતો નહિ, પણ અસામાન્ય ખરો? હાસ્તો. અસામાન્ય એવી ભિખારી દશા જ આપણે આ દેશમાં સામાન્ય માનીએ છીએ, અને એ સૃષ્ટિનાં જંતુડાં તરફ લાક્ષણિક અભાવ સેવીએ છીએ, ત્યાં એમની સૃષ્ટિમાંનાં કેટલાંક જંતુઓ અસામાન્ય હોય એમાં શું નવાઈ? પણ હું તો કહું છું બીજું, કે આપણા સુશિક્ષિત સંસ્કારી અને શિષ્ટ સમાજમાં બાદશાહ જેવી વ્યક્તિઓ નથી શું? ફક્ત ભીખ નથી માગતી એટલું જ; અને તે પણ ધારે તો સફાઈથી માગી શકે—અને માગે પણ છે. કેટલા નહિ આશ્રમના આશ્રમો ચલાવનારા, ટીપ ફેરવનારા, ખેડુતો માટે વીમાકંપનીઓ કાઢનારા, કિસબથી શેરના પૈસા ઓહ્યિાં કરી જનારા સજ્જનોના દાખલા આપણે ત્યાં નથી શું? વળી એમાંના કેટલાક તો હોય છે સેવાભાવી, પંડિત, શાસ્ત્રી કે વિદ્વત્તાનો ઈજારો રાખનારા. બાદશાહે એક યોજના કરી. આપણે બાદશાહનો પાછલો ઈતિહાસ નથી જાણતા. એના પર શું શું વીતી હશે—કેવા કેવા સંજોગોમાંથી એ પસાર થયો હશે, પ્રામાણિક ધંધો કરવા જતાં અનેક તરફથી કડવા અનુભવો થયા પણ હોય, કોણ જાણે! એનો ગુન્હો પૈસા કમાવાનો, ઉપરાંત દીકરીને સાધન ગણી પોતાનું મન સંતોષવાનો. તો દીકરી પરણાવી પોતાનો મોભ્ભો વધારવાનો લોભ ધરાવનારા પૈસા

માટે લગ્નનાં ઓઠાં હેઠળ દીકરી વેચનારા આજે સંસ્કારી સુધારક માબાપો પણ ક્યાં ઓછાં છે? એટલે બાદશાહને એકાએક અસામાન્ય ગણતાં હું તો અચકાઉં.

હા, એક સામાન્ય રસ્તે ચાલતા ભિખારી કરતાં એ જુદો જ છે. એની યોજનામાં સાધારણ ગણાતા ભિખારીને સ્થાન નથી; તેમજ આ નાટકમાં એવા ભિખારીઓનું ચિત્ર-દર્શન પણ નથી. છે એકાદું, આછું, નગરશેઠના નોકરનું. એવા ભલા અને ભોળા માણસોને બાદશાહના તંત્રમાં સ્થાન પણ નથી, એટલે સામાજિક પરિસ્થિતિને અંગે, ધાર્મિક વિતંડાવાદ અને સંકુચિત મનોદશાના ભોગને અંગે, અને આર્થિક સકંજાઓને અંગે જેઓને ભિખારીનું જીવન ગાળવું પડે છે, એવા ભિખારીઓના પ્રશ્નો અને એમનું રૂપદર્શન બીજા જ નાટક માટે રાખ્યું છે. આ નાટકમાં તો ભિખારીઓની વિશાળ સૃષ્ટિનું એક પડખું જ માત્ર બતાવવામાં આવ્યું છે. એટલે નર્યા ભિખારીઓની વસ્તુગૂંથણી ભવિષ્ય માટે રાખું છું: અહીં તો છે બધા નાગા બાવાઓ. એમના જીવનને સંગઠિત કરી અવનવું કરી નાખવાના માધવના મનોરથ છે. પણ એ તો થાય ત્યારે.

નગરશેઠની જબાને ગાળાગાળીનું પ્રમાણ કેટલાકને જરા વધારે લાગશે, પરંતુ ખરૂં જોતાં તો એ પ્રમાણ ઓછું છે. આપણા શેઠિયાઓની જીભે સરસ્વતી દેવીની એ કૃપા કેટલી બધી અવતરેલી હોય છે, એ તો સૌને જાણીતી વાત છે: નિશાળોમાં અને એથી મોટાં વિદ્યાલયોમાં આપણે ત્યાં ગુરુજીઓ 'કાનમાં કીડા પડે' એવી કહેવાતી ગાળો વાપરે છે, તો પછી શેઠિયાઓએ શી ગનેગારી કરી વારુ?

રૂપરંગ—અભિનય-સંગીત . . . . . એનો ત્રિવેણી સંગમ સાધી સર્વાંગ ઉઠાવ કરવાની જવાબદારી તો છે એક જ વ્યક્તિને માથે—અને તે સૂત્રધાર. એને પ્રોડ્યુસર કહો, તંત્રવાહક, સંયોજક નટરાજ, કે રજુ કરનાર કહો. મને તો એ માટે શબ્દ વિચાર કરતાં ઠીક લાગે છે તે તો સૂત્રધાર જ. સૂત્રધાર ધારે તેવો અનુકૂળ ફેરફાર આ નાટકમા કરી શકે છે. સ્થળ પરિસ્થિતિ અને વાતાવરણ પ્રમાણે, ભજવનારા મંડળમાંના એકાદ બે જણની સંગીતની આવડત પ્રમાણે નાટકમાં એક બે ભજનોનો વધારો ઘટાડો કરી શકાય. તે જ પ્રમાણે પહેરવેશ માટે પણ. આજની આપણી નાટયસૃષ્ટિની ભૂખડીબારસ દશામાં ખર્ચાળ પહેરવેશ પાલવતા નથી. એટલે મોટે ભાગે તો માગીતાગીને જ ચલાવવું પડે છે. વળી આ કૃતિમાં તો ફાટયાંતૂટયાં કપડાંથી જ ચાલે એમ છે, છતાં એનો આધાર પણ કુશળ સૂત્રધાર પર છે. જુદીજુદી જાતની રંગભૂમિની કલાભાવના અત્યારે આપણા મગજમાં ગમે તેટલી હોય—એકાએક આપણો દેશ માતબર થઈ જાય, કોઈ ધૂની પાસે લખલૂટ પૈસો અચાનક લોટરી, સટ્ટો, વારસામાં કે જમીનમાંથી સાંપડી પડે, અને એ વ્યવહારૂ દુનિયાની ગાળો ખાઈ નાટકશાળા બાંધવાની હિંમત આણે તો વળી જુદી જ વાત છે; ત્યાં સુધી એ બધા વિવિધ રંગદર્શી કલાતરંગો તો મનમાં જ શમાવવાના રહે છે. વળી નાટચાલયના એવા સુવર્ણકાળ માટે જેમ અત્યારે આપણે સપનું જ સેવવાનું છે, તેમ લેખકના શબ્દોને કેવળ નટની જીભે ગોખાવવા પૂરતા જ નહિ, પણ નટની જીભે, નટના હૃદયે, નટના પ્રત્યેક અંગે, હલનચલને સજીવન કરી, એ શબ્દોને દીપસંયોજનના પ્રકાશ વિસ્તારના વિવિધ પ્રકારના રંગ આયોજનના—અને એમાં માફકસરની

# અંક પહેલો

## પ્રવેશ પહેલો

[ કોઈ મંદિર તરફ જતા રસ્તાનો એક ભાગ. ખૂણા પર એક બાંકડો છે. સાધુ, ફકીર, કે સાંઈના વેષમાં એક ભિખારી ગાતોગાતો આવી ચાલ્યો જાય છે. ત્યાર પછી ગોપી એકલી પ્રવેશે છે. ગોપી ફરાકમાં પણ હોય, અથવા છેલ્લી ઢબનાં કિંમતી કપડામાં પણ હોય . . ]

સાધુ ભિખારી : (એક જ લીટી ઘુંટયા કરે છે)

જગત સબ રૈનકા સપના, સમજ મન કોઈ નહિ અપના.
કોઈ નહિ અપના . .
કોઈ નહિ અપના . .

ગોપી: આજે તો એની એવી મજા કરું—ભાઈસાહેબ માને છે કે ગોપી હવે એમને પરણી જવાની. બે ચૉકલેટ ખવડાવી, અડધો ડઝન રૂમાલ આણી આપ્યા, અને બાપની ગાડીમાં ફરવા લઈ ગયા એટલે જાણે છોકરીઓ હાથમાં. તિલકકુમાર! . . પણ એનો હજી પત્તો નથી, આવશે. પપ્પાએ મને આ રજામાં અહીં બોલાવી છે એમાં પણ એ જ મુદ્દો સમાયો લાગે છે— હું એમ જાણે નગરશેઠના દીકરાની વહુ થઈ જઈશ. વાહ! લાગું તો મજેની—ઓ સવારી આવી.

તિલકકુમાર: (ઉતાવળે) અરે ગોપી ગોપી! માફ કરજે હં, જરા મોડું થઈ ગયું . . . .

ગોપીઃ કંઈ નહિ, કંઈ નહિ. તમારે વેપારીઓને વખતની કિંમત હતી જ ક્યારે?

તિલકઃ હાસ્તો, અમારે તો માલની જ કિંમત—ચલ હવે . . ક્યાં . . આ અહીં જ બેસશું, કે આગળ જઈશું; હેં? . .

ગોપીઃ અરે આ અહીં જ વળી, શું ખોટું છે?

તિલકઃ ના, ના. અહીં તો આ મંદિરે જતાં કોક આવ-જા કરશે.

ગોપીઃ તો છો કરે, આપણે તો વાતો જ કરવી છે ને?

તિલકઃ બહુ પક્કી છોકરી છે હં, તું. (બેસતાં) ત્યારે તું આવી ખરી, મને તો લાગતું હતું કે તું સીમલાથી નીચે ઊતરશે જ નહિ.

ગોપીઃ શું કરૂં, પપ્પાએ લખ્યું કે વ્હેલી આવ—નહિ તો હું તો કાશ્મિર જ જવાની હતી.

તિલકઃ હા ભાઈ હા. તું તો હોશિયાર, તારી કંઈ વાત થાય? હેં, ત્યાં શું હોય?

ગોપીઃ તમે એ મજા શું સમજો. અહીં બેઠા બેઠા તાકા ફાડયા કરો તાકા! કોઈ દિવસ પહાડ જોયા છે?

તિલકઃ હવે બસ. પણ હેં ગોપી! અહીં નિશાળો બળી ગઈ છે કે તું વળી ત્યાં સીમલામાં ભણે છે?

ગોપીઃ અરે સીમલા સીમલા શું કર્યા કરો છો. સીમલા નહિ મસુરી. ત્યાં તો કેવી મજા પડે.

તિલકઃ અરે ચાલની ભાઈ મસુરી. તે ત્યાં શું મજા પડે તે તો કહે?

ગોપીઃ મજા! કહું છું ને કે તમે શું સમજશો? તમને નથી ભૂગોળનું ભાન કે નથી ઇતિહાસનું જ્ઞાન. મોટરના મેકરનાં

નામ તમને મોઢે, અને બહુ બહુ તો ચારપાંચ ટેલિફોન નંબર અને કાપડના ભાવ.

તિલકઃ હં, એટલું તો આવડે છે ને ? પણ કહેતો ખરી...

ગોપીઃ ઓ ગેમ્સ કેવી કેવી, આઉટિંગ, પિકનિક સ્પોર્ટસ ઍન્ડ વૉટ નૉટ. ભણવાનું પણ કેવું સરસ, તમારે અહીં વેપલો કરવો-ઘરથી દુકાન અને દુકાનથી ઘર. બારે વર્ષે એ ચોપડીનું મોં પણ ન જુઓ.

તિલકઃ અરે મૂઈ ચોપડી—ચોપડી વાંચે કોનું ભલું થયું છે. નકામી આંખ બગાડવી. હી, હી..

ગોપીઃ યસ યસ, યુ ઈડીયટ ! (જરા લાડ કરે છે)

તિલકઃ જો, પાછું તું અંગ્રેજી બોલી ?

ગોપીઃ અરે ભૂલી ગઈ. શું કરું, અમારે ત્યાં બધું શીખવાનું અંગ્રેજીમાં જ. કંપની પણ અંગ્રેજી છોકરીઓની, રહેણીકરણી, ખાવુંપીવું બધું સ્ટાઈલિમાં જ. અમારી મૅટ્રન આઈ મીન સ્કૂલ, તે કેવી સ્કૂલ ! આટલું ગુજરાતી બોલી શકું છું તે જ ઓછું છે ?

તિલકઃ તારો ઉપકાર એટલો, પણ આપણે જરા અંદર જઈને બેસીએ તો ?

ગોપીઃ તો શું ?

તિલકઃ તો આપણાથી નિરાંતે વાતો થાય.

ગોપીઃ વાતો તો અહીં પણ ક્યાં નથી થતી ? પણ એમ કહોની કે તમારે જરા લવમેકિંગ કરવું છે.

તિલકઃ શ, શ. એ શું ગમેતેમ બોલે છે ?

ગોપીઃ હાસ્તો, ગમેતેમ. તમે સીધી વાત નથી કરતા તે તમે લુચ્ચા નહિ ? આડી રીતે બોલવું, પાટિયાં ગોઠવવાં એ વેપારી રીતભાત લવમેકિંગમાં પણ વાપરો તે કેમ ચાલે ?

તિલકઃ તોબા તારાથી તો, જેની ગમેતેમ બોલે છે તું. આવી વાતો કૈં બોલાતી હશે ? ઊઠ !

ગોપીઃ નથી ઊઠતાં, શું કરશો ?

તિલકઃ ઊંચકીને લઈ જઈશ.

ગોપીઃ હવે ઊંચક્યાં ? મને શું કંઈ કાપડનો તાકો સમજો છો ?

તિલકઃ લે, ચલ ચલ, આ જો, કોઈ . . . ભિખારી આવે છે.

ગોપીઃ આવે તો આવવા દો.

[બે ભિખારીની જોડી, બને તો ધણીધણીઆણી–બાઇને ખભે કે છાતીએ ઝોળીમાં બાંધેલું ન દેખાય એમ છોકરૂં. મેલાં ગંદાં કપડામાં ગાતાં ગાતાં પ્રવેશે છે.]

( માઢ—લાવણી )

મારૂં મનડું,વીંધાણું રાણા ! ચિત્તડું ચોરાણું રાણા ! શું રે કરૂં ?
નિંદા કરે છે મારી નગરીના લોક રાણા !
તારી રે શિખામણ રાણા ! મારે મન ફોક રાણા ! શું રે કરૂં ?

ભૂલી રે ભૂલી હું તો ઘરનાં રે કામ રાણા !
ભોજન ન ભાવે રાણા, નયણે નિંદ હરામ રાણા ! શું રે કરૂં ?

બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર રાણા !
પ્રભુને ભજીને હું તો થઈ ગઈ ન્યાલ રાણા ! શું રે કરૂં ?

ગોપીઃ ચાલો પૈસો આપો. ઠીક ગાયું, નહિ ?

તિલકઃ તોબા તારાથી, લ્યો. ભાગી જાઓ હવે અહીંથી. ( બાઈને ) સિનેમામાં જાઓને, ભીખ માગો છો તે ?

ગોપીઃ હા હા, તે પણ બરાબર છે. અત્યારે તો તમે દોઢિયું આપતાં અચકાઓ છો, પણ ત્યારે તમે સામા સો રૂપિયા આપી એને મેળવવા ફાંફાં મારશો.

તિલકઃ એટલે ?

ભિખારણુઃ અરે બાઈ ! એવું શું બોલે છે. ભગવાન તમારૂં ભલું કરે—ભગવાન જે ટુકડો રોટલો આલશે તે ખાઈશું. પણ એ બળ્યો રાંડનો ધંધો કરવા અમે નો જઈએ. અરે રામ—અરે સલખણા ભાઈ ! ભગવાન તમને સુખી રાખે ! આવું તે શું બોલતા હશો ?

[ જાય છે. ]

તિલકઃ સાલાં માથું ખાય છે. એવાં કંઈક રોજ જીવ લેવા આવે છે.

ગોપીઃ હવે બબડો નહિ. પૈસો મેં અપાવ્યો, અને આશીર્વાદ તો તમે લીધા.

તિલકઃ અરે મુઆ એ આશીર્વાદ—( ધીમે કરગરતાં ) અહીંથી ઊઠ ને હવે, એમ શું કરે છે ? મારે કેટલીક વાતો કરવી છે.

ગોપીઃ તે અહીં કરોને—શી વાતો કરવી છે, પરણવાની, ખરૂં ને ?

તિલકઃ એ . . શું, મોંએ આવે છે તેમ બોલે છે ? નથી તારા પપ્પાને મેળવતી, કે નથી તું વાત કરતી ?

ગોપીઃ આમ આકળા શું થાઓ છો તિલકકુમાર ! પપ્પાને કાલે મેળવી દઈશું—એ જ તમને મળવા માગે છે ને !

[ અંદરથી અવાજ "બંદેખાન મુરઘીચોર !" ]

અંદરથી છોકરાઓનો અવાજઃ બંદેખાન મુરઘીચોર ! મુરઘી . . ઈ...ઈ ચોર !

[ 'બંદેખાન મુરઘીચોર' બહાર આવે છે. ગાંડો છે. એની ઉપર અંદરથી કાગળના ડૂચા અને એવી વસ્તુઓ ફેંકાયા કરે છે, 'મુરઘીચોર' એવા

[અવાજ આવ્યા કરે છે, એ બાજુ મારવા દોડતો દેખાય, કાગળોના ડૂચા એકઠા કરી બાંધે ભરાવેલા મેલા પોટલામાં નાખતો દેખાય, અને સંભળાય નહિ એમ બબડતો જાય.]

ગોપીઃ એ કોણ?

તિલકઃ ઓ, આ તો મુરઘીચોર, ગાંડો! બધા એને ઓળખે છે. રોજ આમ જ રખડવાનો.

ગોપીઃ બિચારો કેવો છે!

તિલકઃ તને વળી એવાઓની દયા આવે છે?

ગોપીઃ અરે એને બધા આમ હેરાન શા માટે કરે છે?

તિલકઃ ગાંડા માણસને સૌ કોઈ હેરાન કરે.

[મુરઘીચોર ખૂણામાં બબડતો બેસી જાય છે. કાગળના ડૂચા પડતા ધીમે ધીમે અટકી જાય છે.]

ગોપીઃ અરે તેથી પથરા મારવાના, હાય! હાય! પાંઉના ટુકડા ફેંકે છે એના પર.

[એક સાધુ અહાલેક જગાવતો આવે છે.]

તિલકઃ લો આ બીજી બલા!

સાધુઃ બોમ ભોળાનાથ, અહાલેક!

[આવી ઊભો રહે છે, પળવાર પછી ચીપીઓ ખખડાવતો ચાલ્યો જાય છે.]

તિલકઃ સાલો આખો દેશ જ ભિખારી—જરા જંપીને બેસવા પણ નહિ દે. હવે તું અહીંથી ઊઠશે કે નહિ?

ગોપીઃ તમે પણ ક્યાં જરા જંપીને બેસવા દો છો? ચલો- લાડથી) આ બિચારાને તો એક પૈસો આપો.

તિલકઃ આપું છું, તું ઊભી થઈ એની ખુશાલીમાં; પણ તને ખબર નથી, અહીં એકને પૈસો આપ્યો એટલે તરત ટોળું જ

થઈને ઊભું રહે. ( પૈસો આપે છે. ) ક્યાં જઈશું ? મોટરમાં..

ગોપી: ના, આટલામાં, આગળ.

[ જાય છે, ગાંડો એમને જાતાં જોઈ રહે છે. બીજી બાજુથી બબડતા ફફડતા નગરશેઠ આવે છે. પાછળ બે ભિખારી હોય છે. ]

નગરશેઠ: (ઉતાવળે જ બોલે છે) ચલ હટ્, જા, સાલા ચોટ્ટાઓ! રખડેલ! નીકળો અહીંથી. ભિખારી, ભિખારી, ભિખારી, ભિખારી, જ્યાં જુઓ ત્યાં ભિખારી!

ભિખારી: અરે શેઠ, ગરીબને એક પૈસો આલો!

નગરશેઠ: રસ્તે ચાલતાં ભિખારી, ઘરની બહાર નીકળતાં ભિખારી, ગાડીમાંથી ઊતરતાં ભિખારી, ન્યાત જમે ત્યાં ભિખારી, મંદિરે જતાં ભિખારી, દુકાને જતાં ભિખારી, ખૂણે ખાંચરે ભિખારી; જ્યાં જુઓ ત્યાં ભિખારી; સાલો આખો દેશ ભિખારી!

ભિખારી: અરે શેઠ!

નગરશેઠ: અરે જાઓ, ગમે તે થાય તોયે નથી આપવાનો. રોજ ને રોજની ટેવ પડી છે. ધંધો કરો, મજૂરી કરો, મહેનત કરો, આળસુના પાડાઓ!

ભિખારી: અરે શેઠ, કોણ ધંધો આલે છે? ગરીબ પર દયા કરો; ભગવાન તમારું...

નગરશેઠ: તારે જોઈએ તે કર ને? હવે કોઈ ભિખારીને પૈ સરખી નથી આપવાનો.

[ સામેથી રેશમી જલ્લામાં સજ્જ થઇને પ્રચંડકાય મહંત પધારે છે. ભિખારી જાય છે.]

મહંત: શું છે શેઠજી! આટલી બધી અકળામણમાં કેમ?

નગરશેઠ: જો જો, બાપજી! જો જો! અરે જુઓને બાપજી મહારાજ, આ સાલા ભિખારીઓ જંપવા જ નથી દેતા.

[ એક બીજો આવે છે ]

નવો ભિખારી: અલ્લાઈ દેગા, અલ્લાઈ દેગા!

નગરશેઠ: લ્યો આ બીજો ફૂટી નીકળ્યો—અરે આ તો મુસલમાન! હેં, એ—હટ, છૂ છૂ છૂ જા નીકળ, અમારી પાસે શેનો માગે છે?

મહંત: ( ઔદાર્ય દાખવતા તુચ્છ ગાંભીર્યભર્યા હાસ્યથી ) હા, હા, ભિખારીઓ પણ જાતજાતના હોય છે તો—હોય. હોય.

ભિખારી: અરે શેઠ હું તો હિંદુ છું, ભાઈશાબ. આ તો કોઈએ ફેંકી દીધેલી ટોપી પહેરી છે બાપજી!

નગરશેઠ: હટ હટ, હિંદુ થઈ મુસલમાની ટોપી પહેરે છે, અલ્લાઇ દેગા બોલે છે! ધરમ બદલે છે! શરમ છે, શરમ છે! બાપજી મહારાજ, આપણું શું થવા બેઠું છે. હવે તો ભિખારીઓ પણ ધરમ બદલે છે.

ભિખારી: અરે શેઠ! અમે કંઈ ભણેલા છીએ—તે ખબર અમને કે એ હિંદુથી 'અલ્લાઈ દેગા' બોલાય કે કેમ? એક પૈસો આલોને શેઠજી!

મહંત: અરે જાઓ, અમી—તું ભિખારી છે, તો અમે પણ ક્યાં નથી? જાઓ અહીંથી બીજે જાઓ, બીજે જાઓ. શેઠજી તો તમને રોજ આપે છે.

નગરશેઠ: હાશ! ગઈ બલા. હં, હં, બાપજી મહારાજ; જય જય! ક્યાંથી પધારવું થયું?

મહંત: અહીં જરા મંદિરે જતો હતો. વારુ, બેસો તો જરા વાત કરીએ. ઓ . . આ કોણ કોઈ બેઠું છે.

નગરશેઠ: અરે એ તો બંદો મુરખીચોર—ગાંડો છે. એ સારો, કોઈનું માથું નહિ ખાય—એકલો પડી રહે ગમે ત્યાં.

મહંત: વારૂ, એની કંઈ હરકત નહિ. [બેસે છે]

નગરશેઠ: બોલો બાપજી! આશ્રમની કંઈ નવાજૂની

મહંત: અરે આનંદ છે, શેઠજી! ઈશ્વરની કિરપા. હાં, હું તો એમ કહેતો હતો કે આ વર્ષના ડાપાના બધા રૂપિયા શેઠિયાલોક તરફથી ભરાયા નથી.

નગરશેઠ: આપણે ત્યાંથી તો આવી ગયા છે ને?

મહંત: અરે હારે, એની તો કદી ચિંતા થઈ જ નથી. પણ બીજી રકમો હજી નથી ભરાઈ. આપણે ધનરાજ શેઠના ટ્રસ્ટમાંથી દાણાની રકમ, અને મહાજન તરફથી દાણો હજી નથી પહોંચ્યો. અન્નવસ્ત્રાલયમાંથી વસ્ત્રો પણ હજી નથી પહોંચ્યાં.

નગરશેઠ: ઠીક, ઠીક કીધું તમે, હું યાદ રાખી હમણાં જ તજવીજ કરૂં છું. હમણાં આશ્રમમાં કેટલા સાધુઓ છે?

મહંત: છે—સારી સંખ્યામાં છે. વીશ સંત તો ગઈ કાલે જ આવ્યા. બાકી નિરંતર નિવાસ કરનારા તો પચાશેક છે. બાકી યાત્રાળુઓ તો આવે અને જાય!

નગરશેઠ: હા હા. ઈશ્વરની કૃપા છે. સાધુસંતોને બીજું શું? અહીંથી તહીં જાત્રા કરવી, ભગવાનનું નામ લેવું, ભલે ભલે. તમે છો તો આ એક સંસ્થા સારી ચાલે છે.

મહંત: અરે શેઠજી! ઈશ્વરની કિરપા. આટલી છે તો નિરાંતથી ઈશ્વરનું નામ જપી શકાય છે; બાકી કેટલું કઠિન...

નગરશેઠ: અરે કેટલું કઠણ! કેટલું કઠણ! હાસ્તો હું જ જુઓની; ઓછી ઉપાધિ છે? આ મોંડ માંડ સવારનાં દર્શને

જવા પાંચ મિનિટ નીકળી શકાય છે, એ જ. બાકી સંસારની ખટપટમાંથી પરવારાય જ નહિ. તમે તો બાપજી ખરેખર ગયે જન્મે પુણ્ય કરેલાં. અને આવતે જન્મે તો મોક્ષ ગતિ તમારી.

મહંતઃ અરે રામનું નામ લો શેઠ! મનુષ્યજીવન સાર્થક કરી લઈએ એટલે બસ.

નગરશેઠઃ હા બાપજી! હા. બોલો બીજી કંઈ સેવા?

મહંતઃ કંઈ નહિ. અમારે સાધુઓને શું? ખરૂં પૂછો તો આશ્રમની દેખરેખ રાખવા માટે મહંત થવું પડયું છે તે યે હું તો ઉપાધિ ગણું છું. આ ટીપ, ડાપા, વર્ષાસન વગેરેના હિસાબ રાખવા, ખરચ ચલાવવો બધી જ જંજાળ છે ને? અને કોઈ પાછો . .

નગરશેઠઃ અરે બાપજી એ શું બોલ્યા, તમારી સામે કોણ કોઈ આંગળી કરી શકે એમ છે?

મહંતઃ છે સ્તો, આ પેલા માધવને કાઢી મૂકયો છે, ત્યારથી એ કંઈ ગમે તેમ બોલતો ફરતો હશે. આખા હિસાબમાં ગોટાળો. નહિ તો એવા અનાથ બાળકને કાઢી મૂકવાની મને શું જરૂર?

નગરશેઠઃ અરે રામનું નામ લ્યો. એવાના તે શા ભાર છે.

મહંતઃ વ્હારે, સત્‌નો જય છે અંતે, ચાલો બીજું કંઈ?

નગરશેઠઃ બાપજી! મળ્યા છો તો એક વાત પૂછી લઉં. આ આપણો તિલકકુમાર લગન કરવાનો વિચાર કરે છે.

મહંતઃ હા, હા, એ મેં પણ સાંભળ્યું.

નગરશેઠઃ બાપજી! તમે તો સર્વજ્ઞ છે. કન્યા જાણી? કોઈ વાઈસરોયના ગામથી ભણેલી છોકરી આવી છે, તે—શું નામ તો . . ગોપી . . ગોપી . . .

મહંતઃ કળિયુગમાં પણ હજી ગોપીઓ ઓછી નથી થતી

તો. હી હી હી . . ઠીક ઠીક. હું એને જોઈશ . . . . કોઈ પૈસાદારની છોકરી છે, નહિ?

નગરશેઠ: હા હા, હારે, હા હા બાપજી! એટલે જ તો વિચાર થાય છે. કોઈ રાજા ઍન્ડ કો. કરી એક્ષ્પૉર્ટ ઈમ્પૉર્ટના વેપારી છે. મને મળવાના છે. પણ આ તો તમારે કાને નાખ્યું.

મહંત: સારૂં કર્યું એ તો. છોકરો યે મોટો થયો. એટલે હવે ઘરમાં વહુ આવે તો સારૂં.

નગરશેઠ: આપની કિરપા મહારાજ. તિલકકુમાર તમારૂં જ બન્યું છે ને બાપજી! તમારા આશરવાદ વિના શું થવાનું છે.

[ બીજે ભિખારી ગાતો આવે છે. ]

નગરશેઠ: વળી આ બલા આવી.

ભિખારી સાધુ:

મુખડા ક્યા દેખો દરપનમેં
તેરે દયા ધરમ નહિ તનમેં.
ચુઆ ચંદન અબીર અગરજા, શોભે ગોરે તનમેં,
ધન જોબન ડુંગરકા પાની, ઢલ જાવેગા છિનમેં.
મુખડા૦

[જાય છે.]

નગરશેઠ: નસીબદાર, તે એમને એમ પીડા ટળી. નહિ તો . .

મહંત: હાં, શેઠ! એક બીજી વાત (જરા ધીમેથી) મને એમ થાય છે કે આ સાલ પાટોત્સવ કરીએ. અથવા એક હોમ કરીએ. મોટું પુણ્યનું કામ છે, અને...

નગરશેઠ: બાપજી! અચકાઓ જ નહિ. તમે કહેશો એમ. ધરમના કામમાં ઢીલ નહિ. આશરે કેટલો...

મહંત: કંઈ બહુ નહિ થાય—આમ તો જાણે બ્રહ્મભોજન

સાથ—તો થાય પાંચેક હજાર ઉપર—પણ યંત્ર કે જેનું નામ યંત્ર. પછી તો—જેટલું....

નગરશેઠ: અરે હારે હા, એ તો ખીચડીમાં જેટલું ઘી નાખીએ એટલું ઓછું. એમ કરીને નિરાંતે બધું લખી લાખવી ટીપ આપો. આપણે કરીએ એમાં શું?

મહંત: હારે, એમાં શું? બરાબર છે. જે સતચિદાનંદકી જય!

નગરશેઠ: અરે બાપજી! લ્યો આ છોકરાંઓ પણ આવતાં દેખાય છે. આશીર્વાદ આપતા જ જાઓને. હી હી, જુઓને આજનાં છોકરાંઓને પણ કંઈ શરમ છે? જાતે પરણવા નીકળ્યાં છે!

મહંત: કળિયુગ છે, શેઠ!

નગરશેઠ: પૂરો કળજુગ! જુઓને બંને કેવાં ચાલે છે—હવેનાં છોકરાંઓને લાજશરમ પણ નહિ.

મહંત: આપણે ચાલ્યા જ જઈએ—બિચારાં શરમાઈ જશે. પછી ક્યાં નથી મળાતું. અને તમે પણ જાઓ; એ લોકોને વાતો કરવા દો. જય જય! અરે, આ ગાંડાને એક પૈસો આપતા જજો.

નગરશેઠ: વારુ ત્યારે જેજે! પેલાનો વિચાર કરી લઈશું. એઈ! ગાંડા!

તિલક: ત્યારે તું હા નહિ જ કહે, હે ?

ગોપી: એવા વચનની શું જરૂર છે? જોઈશું.

તિલક: પણ હું બાપાને શું કહું ?

ગોપી: બાપાને શું કહેવાનું એમાં. બાપાને પરણવું છે કે તમારે ?

તિલક: મશ્કરી શું કરે છે? કહેની, કાલે મળશે તો ખરીને ?

ગોપી: અરે રોજ મળશું. મળવાની ક્યાં ના કહું છું. મળશું, વાતો કરશું, પછી કંઈ...

તિલક: પણ પરણવાનું...

ગોપી: એ શું ? જરા જરામાં પરણવાનું ! પરણાશે. તમને તો બસ લગ્નની જ લાલ્ય લાગી છે.

તિલક: અરે ભાઈ જવા દેની એ વાત. લે પડતી મૂક. એમ ખીજાઈ ન જા. તું કહે તેમ.

ગોપી: હં, લ્યો ચાલો; કાલે સાંજે. વળી કોઈ ભિખારી આવશે તો પૈસો માગશે.

તિલક: આ એક તો બેઠો છે.

ગોપી: આપોને એક પૈસો.

તિલક: અરે એકવાર તો આપ્યો.

ગોપી: તો બીજી વાર.

તિલક: લે એઈ મુરખીચોર! બચ્ચા તારું પણ નસીબ તેજ કરે છે. જા, એઈ પાગલ !

ગોપી: ગાડી ક્યાં છે ?

તિલક: પણે, ચાલો. (જાય છે.)

પાગલ ભિખારી: (આસપાસ જોઈને) હી હી હી. હું પાગલ ભિખારી! શું કામ પૈસો પણ નાખો છો. લાત મારો;

થૂંકો મારા પર. આ મહંત, આ શેઠ, હું ભિખારી. ઠીક ઠીક. બચ્ચા મહંત! ખરો, દુનિયાને બચ્ચા કહેનારો બધાનો બાપજી! શેઠને જેટલો નીચોવાય તેટલો નીચોવજે. તું ભિખારી નહિ, હું ભિખારી. ને આ શેઠ— ન ગ ર શેઠ! રોજ રોજ મંદિરમાં જઈને ભીખ માગે છે. હે ભગવાન! મારો આ દાવ સવળો નાખજે અને કાલે આટલો તેજી ફીચર આણજે. સટ્ટો રમવો છે, એમાં પૈસો મેળવવો છે. દીકરાને પૈસાદારની દીકરી સાથે પરણાવવો છે. (થોડે જાય છે) હું પાગલ ભિખારી! પાગલ! ગોપી, ગોપી, દીકરી! તને શું ખબર તારો બાપ તારે માટે શું શું કરે છે તે. શેઠની જેમ હું પણ રોજ રોજ માગું છું ભગવાન પાસે કે તું આ તિલકને પરણે. ભિખારીનું ફરજંદ નગરશેઠના દીકરાને પરણે તો જ મારી આંતરડી ઠરશે. એ માટે તો હું જીવું છું. તને ઉત્તમ શિક્ષણ આપું છું.... પણ ભગવાન કોણ છે—હું પરણાવનાર બેઠો છું. ગોપી! ગોપી! તિલકકુમારને ના ન કહેતી. કંઈ નહિ, આવતી કાલે વાત છે....

ઓ આ વળી કોઈ આવે છે—ઓ એ તો મંદિરનાં દર્શન બંધ થતાં ભિખારીઓ જ પાછા ફરે છે. ચાલો આપણે પણ જઈએ.

[અંદરથી પાછા છોકરાઓના 'મુરધીચોર' એવા ચીઢવવાના અવાજો આવવા માંડે છે. એ સાંભળી પાગલ ભિખારી પાછો ચોંકી પહેલાં જેવો અણઘડ ગાંડો દેખાતો હતો તેવો થઈ જાય છે, અને ચાલવા માડે છે અને પડદો.]

## દશ્ય બીજું

[નગરશેઠના બંગલાનો બહારનો ગોખ. વરંડા બહારનો પડદો નાખી અંદરનો બદલી નાખવાનો. અંદરથી તિલકકુમાર બહાર આવે છે. તદ્દન બહારનો પડદો નાખી અંદરનો આગળનો પડદો બદલી નાખી શકાય.]

તિલકઃ અરે! અંદર કેટલો તાપ. ઓ બાપ રે...બફાઈ ગયા અહીં જાણે. બહાર જ બેસાડવાં ઠીક પડશે. એ રામા! ખુરશીઓ અહીં મૂક—બહાર આણ, બહાર આણ.

[ગોપી આવે છે.]

ગોપીઃ કેમ શી ધમાલ માંડી છે?

તિલકઃ કંઈ નહિ અંદર એટલો બધો તાપ છે, તે અહીં બહાર બેસવાનું જ ઠીક રાખ્યું છે. એ ઈ ખુરશી લાવ ખુરશી લાવ. લ્યો બેસો.

ગોપીઃ અંદર પંખા નથી?

તિલકઃ તે જ મ્હોકાણ છે ને? પંખા અત્યારે જ બધા અટકી ગયા—ફ્યુસ ઊડી ગઈ હશે ગ્રહણ વખતે જ સાપ મરે છે ને?

ગોપીઃ એટલે? ગ્રહણ શું ને સાપ શું?

તિલકઃ એ તું નહિ સમજે. પણ હેં એકલી કેમ આવી? તારા બાપા—હેં તું શું કહે છે? પાપા, પપ્પા પપ્પા ક્યાં છે?

ગોપીઃ આવે છે, હમણાં આવશે, એ બારોબાર આવશે.

તિલકઃ ઠીક ઠીક, બેસ તો ખરી. પછી તેં કંઈ નક્કી કર્યું કે?

ગોપીઃ તમારી ઉતાવળ તો... તોબા!

તિલકઃ અરે લગનનાં કામ છે, એમાં ઢીલ નહિ ચાલે. મેં તો બાપાને જેમતેમ કરીને સમજાવ્યા છે. પહેલાં તો એ ભણેલી છોકરીનું નામ આવતાં જ ભડકતા. કહેતા કે વહુ તો અભણ જ જોઈએ.

ગોપીઃ હં, કે જેમ કહીએ તેમ કરે. એક વધારે નોકર લાવ્યા જાણે.

તિલકઃ અરે, જવા દેને એમની વાત; મેં જેમતેમ હા પડાવી તે નથી કહેતી? પણ જો, જરા અં, તારા આ છટપટાટ વગર, જરા ગંભીર થઈ ઠાવકી થજે. મેં કહ્યું છે તે બધું ધ્યાનમાં રાખજે.

ગોપીઃ ચાલો પરણ્યા પહેલાં જ ગુલામી.

તિલકઃ અરે પણ પરણ્યા પછી તું જેમ કહેશે તેમ કરીશ પછી કંઈ?

ગોપીઃ વારૂ, વારૂ, હવે જો તમારા ફાધર આવ્યા.

તિલકઃ ઓ એમ? જો નમસ્કાર કરજે. અં, અં બાપા! આ ગોપી; આ મારા બાપા.

[ ગોપી માંડમાંડ નમસ્કાર કરે છે ]

નગરશેઠઃ કોણ ગોપીબાઈ! જે જે. બેસો બેસો. હા, તે તિલકે વાત કરી તમારી. વારૂ ભાઈ, મિયાબીબી રાજી તો ક્યા કરે કાજી; બાકી આપણે કંઈ બહુ ભણવામાં માનતા નથી.

[ તિલક પાછળ ઊભો ઊભો ઈશારતો કરે છે—કેમ બોલવું શું બોલવું વગેરે ]

ગોપીઃ એ તો જેવી તમારી બ્લિસ.

નગરશેઠ: હં, તે તમારા બાપા ક્યાં છે?—મિ. રાજા કે શું?

ગોપી: હા જી, રાજા.

તિલકઃ કોઈ આવતું સંભળાય છે—એ જ હશે.

[બધાં અંદર જુએ છે અને મહંત આવે છે.]

નગરશેઠઃ આવો બાપજી! આવો આવો. આપ ઠીક ટાણે આવ્યા.

[તિલક ગોપીને પાછળથી નમસ્કાર કરવા તથા ઊભી થવા ઈશારત કરે છે.]

મહંતઃ જય જય, જય જય! આશીર્વાદ! આ કોણ?

નગરશેઠ: એ જ તો, આપણા તિલકકુમાર શોધી લાવ્યા છે તે. ગઈ કાલે મેં વાત નો'તી કરી? તે ગોપીબાઈ....

મહંતઃ ઓ હો, ગોપીબાઈ! સુખી રહો, સુખી રહો!

[ગોપી ઊભી થઇ નમસ્કાર કરે છે.]

નગરશેઠઃ વાઈસરૉયને ગામ ભણેલી છે. અંગ્રેજીમાં નંબર વન, પણ હેં, હેં, નમસ્કાર કરે છે! નહિ તો એ લોકો આ આમ શેકહૅન્ડ કરે કે બસ.

મહંતઃ સંસ્કારની વાત છે એ તો. એ કંઈ ઢાંક્યા રહે છે? એના પિતાજી નથી આવ્યા?

ગોપીઃ (ડાવકાઈથી) હમણાં આવશે.

મહંતઃ હા, કંઇ કામમાં રોકાઈ ગયા હશે.

[મિ. રાજા, ટ્રીમટ્રાક અપટુડેટ વેશમાં, સ્ફુર્તિથી, સ્ટાઈલથી, પ્રવેશે છે.]

ગોપીઃ આવ્યા, પપ્પા! આ તિલકકુમાર; આ એમના ફાધર—નગરશેઠ, અને આ....

તિલકઃ મહંત શ્રી.

રાજાઃ નમસ્કાર! નમસ્કાર! જય જય! જય જય! બહુ આનંદ થયો.

નગરશેઠઃ બેસો બેસો સાહેબ! ભલે પધાર્યા. હવે કહો, શું લેશો, ચા કે દૂધ? અમારાથી બીજું તે શું આપની તહેનાત કરી શકાય?

[બંનેના મોમાંથી વિવેકની લાપસી સરકી પડે છે એમ.]

રાજાઃ અરે વાહ શેઠ! આવું બોલો છો? બહુ આનંદ થયો-- આ મહંત શ્રી તે આપણે....

નગરશેઠઃ (તરત જ) સેવાશ્રમના મહંત. એટલી એક સંસ્થા છે તો ઠીક છે.

રાજાઃ હાસ્તો, હાસ્તો; સાધુ સંતોથી તો આપણો ધર્મ ટકી રહ્યો છે. એમના પુણ્યે તો આપણે જીવીએ છીએ.

નગરશેઠઃ વાત નીકળી છે તો કહું છું કે મહિને છ મહિને ધ્યાન ફાવે ત્યારે ત્યાં દાન કરવું અપાત્રે નથી. પછી તો આપની મરજીમાં આવે તે રકમ.

મહંતઃ હા.. ફુલ નહિ તો ફુલની પાંખડી.

[દરમ્યાન તિલક અને ગોપી ગુસપુસ કરે છે, તિલક વળી ઊઠી અંદર જઈ ચાની ધાંધલ કરે છે.]

રાજાઃ જરૂર જરૂર. આવી સંસ્થાઓ નિભાવવી એ તો દરેક શહેરીની ફરજ છે.

મહંતઃ બાઈ કેમ નથી દેખાતાં?

નગરશેઠઃ અરે આજે જ એની તબિયત બગડી આવી છે. એના ખંડમાં સૂતી છે.

મહંતઃ ઓહો, એમ!

નગરશેઠ: (રાજાને) તિલકકુમારની બા. એને જરા આજે ઠીક નથી, એટલે અહીં નથી આવ્યાં.

મહંત: તો ભલે, તમે વાતો કરો. હું અંદર એમની પાસે બેઠો છું. બાઈ પણ કહેવડાવ્યા કરતાં હતાં; તો જરા મળી લઉં.

નગરશેઠ: પણ બાપજી, અહીં કંઈ આપનાથી જરા યે ખાનગી નથી.

મહંત: અરે, એ હું ક્યાં નથી જાણતો? પણ હવે એ લગન વિવાહની માયામાં મને ક્યાં નાખો છો? તમે વેવાઈએ વેવાઈ જ સમજી લેજો ને?

નગરશેઠ: જેવી ઇચ્છા!

મહંત: (અંદર જતાં) ચાલો, સુખી રહો; જય જય!

[જાય છે.]

નગરશેઠ: ગોપીને તમે ઠીક ભણાવી. પણ છેક ત્યાં? ક્યાં તો...?

તિલક: મસુરી મસુરી, બાપા!

નગરશેઠ: તું તો કંઈ બીજું જ કહેતો હતો ને?

તિલક: સીમલા. પણ અહીં યે વાઇસરૉય જાય.

નગરશેઠ: હં, હં. તે આપણે ત્યાં અહીં કેમ નહિ, અને આટલે દૂર ભણાવો છો?

રાજા: ખરું પૂછો તો શેઠ! આપણા શહેરની એક પણ નિશાળમાં મને શ્રદ્ધા જ નથી. બધી જ નકામી. કંઈ તો અંગ્રેજીનાં ઠેકાણાં નહિ, ક્યાં તો કંઈ રીતભાત જ નહિ શીખવાડે. કોઈ તો વળી પૈસા જ લૂટવાનો ધંધો લઈ બેઠી છે તો કોઈ ઉપરના ઠાઠમાઠથી આંજી નાંખે. શેઠ! બહુ કંટાળીને મેં એને ત્યાં મૂકી છે.

નગરશેઠઃ હા હા, હવે એમાં અમે સમજીએ નહિ. તમે વધારે જાણો. આ તો મેં કું નજર આગળ એટલે...

રાજાઃ નહિ નહિ શેઠ! નજર આગળ એ છોકરાં ભણાવાય જ નહિ. તદ્દન માવડિયું થઈ જાય. એ તો બહાર જ ફેરવેલાં સારાં. હિંમત આવે, બહાદુર બને અને હોશિયાર થાય.

નગરશેઠઃ ખરૂં છે; ખરૂં છે. જો સાંભળ, (તિલકકુમારને) ક્યાં ગયો? આ અમારો તિલક બહાર જાય તો યે હજી ગઈ કાલ સુધી એની સાથે રામો જોઈએ.

રાજાઃ શેઠ તમારી વાત જુદી છે.

[નોકર ચા લાવે છે, ને ગોઠવે છે એટલામાં]

નગરશેઠઃ (એને આખો ને આખો ખાઈ જતો) જોઈ, બાધા! ઊભો છે શું? મૂક (રાજાને) જોયા શું કરે છે ઠોયા જેવો? ચલ મૂક, ઉપર મૂક; નીચે? અરે, તારૂં નખ્ખોદ જાય!

સાહેબ! હું તો નોકરો રાખી રાખી કંટાળ્યો. માનશો? બાવીશ નોકરો બદલ્યા, પણ બધા જ આવા.

તિલકઃ એ તો આ વરસના—ગઈ સાલના જુદા. એવા હરામજાદા આવે છે...

નગરશેઠઃ અરે તદ્દન અક્કલ વગરના કેટલા તો પ્યાલા ફોડે, રકાબી ફોડે. પછી તો મેં પગારમાંથી પૈસા કાપવા માંડ્યા. (એકાએક નોકરને) એ એ, આંધળા! હમણાં કપ ફોડશે. આ લોકો નોકરી કરવા શું જોઈને નીકળતા હશે? તદ્દન બુડથલ છે, બુડથલ!

રાજાઃ (નોકરને) ધીમે ભાઈ! ધીમે. (હસતાં) તમે એને ગભરાવી નહિ મૂકો.

તિલકઃ અરે શું ગભરાવે? આ કહ્યું ના હોત તો હમણાં પૂરા કરત!

નગરશેઠ: એ કપના ચૂરા કરત તો હું એનાં હાડકાં આખાં રાખત એમ કે? સમજે છે શું? બદમાશો, તદ્દન હાડકાંના ખોટ્ટા! જા જા હવે બાઘા! (રાજાને) લ્યો સાહેબ લ્યો. કોણ જાણે કેવી યે ચા બનાવી હશે!

રાજા: કંઈ નહિ; કંઈ નહિ.

નગરશેઠ: (ગોપી તરફ ફરી) તમે તો કંઈ બોલતાં જ નથી ને બ્હેન! તમે કંઈ ઓછાં શરમાળ છો?

રાજા: અંહં! શરમ? આજે કોણ જાણે કેમ શાંત છે— નહિ તો...

નગરશેઠ: તો યે જરા ફેર પડે. આપણે બે છીએ એટલે.

રાજા: બોલને કંઈ, ગોપી! શેઠને તારી નિશાળની કંઈ વાતો તો કર.

નગરશેઠ: (તરતજ) ના ના ના. ભાઈ એમાં આપણે કંઈ સમજીએ નહિ. ક્યાં અમારે નિશાળમાં ભણવા જવું છે. હોય હોય, એ તો જરા શરમાય; બાકી આમ તો બહુ હિંમતવાન જણાય છે. તિલક કહેતો હતો કે મોટર બહુ સરસ હાંકી જાણે છે!

રાજા: મોટર હાંકે છે, ઘોડેસવારી તો જેનું નામ અને સ્કેઈટીંગ પણ સારૂં જાણે છે.

નગરશેઠ: જો, સાંભળ! સાંભળ!—બચ્ચા તારે બધું શીખવું પડશે એની પાસે સમજ્યો?

રાજા: મેં એને ફક્ત ડાન્સીંગ નથી શીખવ્યું.

નગરશેઠ: સારૂં કર્યું. એથી વહી જાય છે છોકરાંઓ. આ હમણાં આપણા ગામમાં એ જ ધખારો ચાલ્યો છે. જરા જરામાં ડાન્સ. આટલી આટલી છોકરીઓ પબ્લિકમાં નાચ કરવા નીકળે છે તે શું થવા બેઠું છે?

[પાછો નોકર કંઈ નવાજૂની કરે છે]

તિલક: એઈ ડોબા !

નગરશેઠ: (તરતજ) પાછું શું કર્યું? એઈ, ઉલ્લુ! પ્યાલું ઉઠાવી ગયો કે કમબખત? જુઓ સાહેબ! હવે આમ કેમ ચાલે? એ તો ઠીક છે, આજે તમે છો...

રાજા: ના, ના. હું ચા પી રહ્યો છું.

નગરશેઠ: અરે, પી રહ્યા હો તો યે શું? એમ પ્યાલું ઉપાડી જવાય? શી ધાડ આવી હતી? પ્યાલા ક્યાં નાસી જવાના હતા? કે અલ્યા ત્યારે કંઈ જવું છે—છે કંઈ હૂંડી વટાવવી બાકી? ઘોબો! જા, જા. સામું શું જુએ છે? જા અંદર. બોલો સાહેબ, આ દશા છે! તમારા ધ્યાનમાં કોઈ સારો નોકર હોય તો કહેજો ને?

[નોકર જાય છે]

તિલક: અરે અમે જે મળે તેને કહીએ છીએ. પણ એ રામ એના એ.

નગરશેઠ: એઈ મૂરખા! ક્યાં ગેપ થઈ ગયો પાછો? એઈ! (નોકર પાછો આવે છે) કેમ, તું મારો નોકર કે હું તારો નોકર? પાછો તને હું બોલાવવા આવું! ક્યાં નાસી ગયો હતો એટલામાં? અહીં ઊભા રહેતાં વાઈ આવતી હતી? ચલ, પાન સોપારી લાવ. કોઈ જાતની સમજણ છે કે નહિ તારામાં? કોઈ આવ્યું ગયું તો યે આવોને આવો.

તિલક: રજા આપો રજા એ બારદાનને.

નગરશેઠ: એમ જ કરવું પડશે. દુઃખ એ છે ને કે પાછા તરત બીજા મળતા નથી. સાહેબ! આ બધામાં પાછો સંપ જબરો. અહીંથી એકને કાઢી મૂકીએ એટલે આખા ગામના નોકરોને જઈ કહી આવે. ત બીજો કોઈ આવે જ નહિ, એનું શું થાય? હવે નોકરો પણ સંપ કરતાં શીખ્યા!

રાજા: અરે ભગવાન! શો જમાનો આવ્યો છે શેઠ?

તિલક: અમારી દુકાનમાં પણ એ જ હાલત. ત્યાં પણ નોકરોની એ જ રામાયણ.

નગરશેઠ: (તરતજ) અરે હાંરે, હરામખોરો જનાવર કરતાં પણ ખરાબ રીતે વર્તે. કોઈ વાતની સમજણ જ નહિ—અરે સાહેબ! માનશો? ક્યો આટલો ટેલિફોન પણ ના લઈ શકે!

તિલક: અને લે તો કંઈ ગોટાળો જ કરે. (અંદર જાય છે.)

નગરશેઠ: (તરત જ) અરે હારે, ગોટાળો તે કેવો જબ્બર વિવાહની વરસી જ કરે.

રાજા: બહુ દુઃખ છે નોકરોનું; પણ શું કરીએ; ન છૂટકે ચલાવી લેવું પડે છે.

નગરશેઠ: (તરત જ) જો, સાંભળ! સાહેબ આટલા હોશિયાર છે તો યે ચલાવી લે છે. (લાડમાં) આ અમારા તિલકકુમારને તો જરા નહિ ફાવ્યું કે ખલાસ. ચલાવી લેતાં પણ આવડવું જોઈએ.

રાજા: કંઈ નહિ. કંઈ નહિ. નહિ આવડતું હશે તો ગોપી શીખવશે.

નગરશેઠ: (હસીને) હા હા હા. એવું શીખવે તો તો સારું: પણ અમારા તિલકકુમાર શીખે ત્યારે ને? કેટલા માસ્તર આવી ગયા—સાલા માસ્તર પણ સારા ક્યાં મળે છે?

રાજા: હારે, નોકરની જેમ માસ્તર પણ એવા જ આવે છે. પણ એમાં માસ્તરનું કામ નથી—એમને શીખવવા તો આં . . . (ગોપી સામે જુએ છે.)

નગરશેઠ: (તરતજ) હા, હા, વીસનખી જોઈએ એને તો.

[બધાં અમસ્તું લાંબું હસે છે. અંદરથી તિલક તૈયાર થઈને બહાર આવે છે.]

તિલકઃ ત્યારે સાહેબજી! હું જાઉં છું—જરા ડ્રાઇવ પર જઈએ છીએ. બાપા, હું જાઉં છું.

નગરશેઠઃ હા, હા જાઓ, આજે અમાસ છે. રજાનો દિવસ.

તિલકઃ (ગોપીને) ચાલો, આવો છો ને?

[ ગોપી ઊભી થાય છે અને શેઠને નમસ્કાર કરે છે ]

ગોપીઃ (જતાં જતાં) પપ્પા! હું બારોબાર જ આવીશ.

[ જાય છે. ]

નગરશેઠઃ ઘણી ડાહી છોકરી છે. ઘણાંએ ભણે છે, પણ આવી હાવકાઈ કોઈમાં જોઈ નથી.

રાજાઃ એ તો જેવી કેળવણી!

નગરશેઠઃ હા રે, હા સાહેબ! હા હા. ભણવા ભણાવવામાં પણ ફેર હોય છે ને!

[ તિલકકુમાર ક્રોધાવેશમાં પાછા ફરે છે. ]

તિલકઃ લ્યો ઉસ્માન નથી આવ્યો હજી. મેં કહી દીધું છે કે આવે એટલે એને રજા આપી દેજો. સાળું આ રોજ ને રોજ કેમ પરવડે?

નગરશેઠઃ આ જુઓ સાહેબ! શૉફરોથી પણ એ જ દુઃખ! હું તો તને મૂળથી કહેતો હતો કે મુસલમાન શૉફર નહિ જોઇએ.

તિલકઃ કોઈ દા'ડો એની બૈરી માંદી, તો કોઈ દા'ડો વળી ગાડી બગાડી મૂકશે.

નગરશેઠઃ અરે, તે તો ઠીક, પણ સાળા પેટ્રોલ ચોરે, ઑઇલ ચોરે—આપણે બંગલે ચાર ગાડી. એકેક ગૅલન ચોરે તો યે કેટલું થાય?

રાજાઃ હા, હા. ટીપે ટીપે જ સરોવર ભરાય ને?

નગરશેઠઃ પણ પછી તું શું કરે છે? બીજા ડ્રાઇવરને લઇ જા.

તિલકઃ એ તો કંઈ કરશું સ્તો. નહિ તો પછી જાતે હાંકીશ.

[ જાય છે. ]

નગરશેઠ: (ઊભો થઈ) એ ના, ના, ભાઈ ના. સાળી ગાડી ને લાડી, વંઠી તો જાન લે. નહિ નહિ.

[એટલામાં નોકર ફ્રુટ સૉલ્ટની બાટલી લઇને આવે છે.]

શું, હાં ફ્રુટ સૉલ્ટ! હા. હા. મેં જ ઉસ્માનને બજારમાં મોકલ્યો હતો. વારુ, ઝટ જા, તિલકકુમારને કહે કે ઉસ્માન આવી ગયો છે ગોને લઇને જાય; જા, જા, દોડ!

રાજા: ઠીક વખતસર આવી પહોંચ્યો.

નગરશેઠ: અરે એઈ ડોબા! એ બાધા! ઉસ્માનને કહે કે આનું બિલ ક્યાં છે? આ સાલા ચોટ્ટાઓ. આમાંથી પણ આનો બે આના ચોરી ખાય તો યે ખબર નહિ પડે. સાહેબ! હું તો બધાનો જ હિસાબ રાખું. એઈ બાધા! એઈ!

[નોકર આવીને પાછો જાય છે. રાજા ઊઠવાની તૈયારી કરવા માંડે છે.]

નગરશેઠ: બસ સાહેબ! એટલામાં જ...

રાજા: (ઊભા થતાં) હાસ્તો, મળશું પાછા. આપણે તો છોકરાંઓનું ભવિષ્ય વિચારવાનું છે એટલે મળ્યા વિના કંઈ ચાલવાનું છે?

નગરશેઠ: હા, હા. હાસ્તો, અવારનવાર આવતા રહેજો, આપનું જ ઘર સમજજો.

[નોકર એક કાગળ લઇને આવે છે.

નગરશેઠ: (કાગળ વાંચતાં) આ શું, મૂરખા? આ તો આયોડીનનું બિલ છે? તને એટલું ભાન નથી. ઢોર! ગધેડા! મૂરખા! પાજી! ઉલ્લુ! બોધા! હેવાન! અક્કલ ક્યાં બળી ગઈ છે!

[બોલતાં બખાળતાં નોકરને તમાચા, ઘોંસાં, ધબ્બા, મુક્કા, ઠોંસા, સજ્જન શેઠીઆને છાજે એવી ઢબે મારે છે.]

હજી જોયા શું કરે છે, ઠોયા જેવો? ઠોયો! ઘોઓ! જંગલી!

જા, જા. નીકળ ચાલ્યો જા. જોયું સાહેબ! આવા નોકરો આવે છે. સાલા! આપણા હાથને પણ વાગે છે.

રાજા: ભારી દુ:ખ! ખરેખર ભારી દુ:ખ!

[ દરમિયાન નોકર અંદર જઇ પાછો આવે છે. બે હાથ જોડી જવાની રજા લે છે. ]

નગરશેઠ: જા! કાળું મોં બતાવવા આવ્યો છે? એઈ, સાલા! કોટ અને ખમીશ ઉતારતો જજે! અહીંથી આપેલાં છે ખરૂંને? સાલા ચોર!

[ પાછો બે ચાર લપડાક મારી દે છે નોકર અંદર ચાલ્યો જાય છે. ]

રાજા: તમે તો શેઠ! નોકર વિના જ ચલાવો.

નગરશેઠ: અરે સાહેબ નોકર વિના કંઈ ચાલે છે? પણ જુઓછો ને હરામખોરો કેવા પજવે છે તે. (એકાએક અંદર નજર પડતાં) કાઢી મૂકો, કાઢી મૂકો સાલાને–હેં પગાર! હરામખોર કોટ ચોરી જવો હતો અને આઠ દિવસનો પગાર જોઇએ છે. અરે જા નહિ તો હમણાં...

રાજા: ત્યારે શેઠ હું પણ રજા લઉં છું.

નગરશેઠ: હા હા, પધારો, આપને બહુ તસ્દી આપી. પધારજો પોંછો. આપણે તો છોકરા છોકરીનું ભવિષ્ય સુધરે તે જોવાનું છે.

રાજા: હાસ્તો, હાસ્તો શેઠ. સાહેબજી!

[ જાય છે ]

નગરશેઠ: એઈ! પેલો ગયો કે?

[ નોકર કોટ કાઢી બહાર આવે છે. ]

નીકળ હરામખોર–શું પગાર માગતો હતો? હવે જા જા, નહિ તો પોલીસને સોંપીશ. કોટ ચોરી જવો હતો! અને ઉપરથી પગાર જોઇએ છે? જા હરામખોર...જા, જા...

[ ખીજમાં મારીને કાઢી મૂકે છે અને પડદો પડે છે ]

## દૃશ્ય ત્રીજું

[ભિખારીઓનું માળિયું કોઈ મોટી પેઢી કે વખારમાં પાટ-તખ્તની બેઠક ઉપર તકિયા ગોઠવ્યા હોય એવી વિશાળ, અંદરના ભાગમાંથી ઊંચી જગા—સાધારણ સ્વચ્છ. બાજુમાં એક ખુરશી ટેબલ. બંને બાજુએ બારણાં. બેઠક ઉપર ખૂણામાં બે ચાર ચોપડીઓ પડેલી દેખાય—એકાદ ગ્રામોફોન પણ ખરું.

ભિખારીઓનો પહેરવેશ વિવિધરંગી છે. એ માટે શરૂઆતમાં 'છોટા દયા'નો છેલ્લો ભાગ જોવો. બહારથી આવનારા ભિખારીઓ તો મેલાં ગંદાં કપડાંમાં જ આવે. કોઈના વાળ વાઘરી જેવા, મેલા; કેટલાકને માથે બનાવટી વાળ, પગે પાટા, અરધો પગ પીઠ સરસો વાળી સખત બાંધી, લંગડા જણાતા પગનો વળેલો ઘૂંટણ લાકડાની ઘોડીમાં. એ જ પ્રમાણે હાથ વાંસા સરસા બાંધી ઠૂંઠી જણાતી લટકતી બાંય. કોઈ આંધળા; જે જે રીતે બનાવટી વેશ કુદરતી અને દયામણા લાગે તે રીતે રૂપવિધાન કરવામાં આવ્યાં છે. બે જણ વાતો કરતાં પ્રવેશે છે. ]

અરધો મૂગો: તાઉ આમ આકલ કઆવીસ.

[ તારું નામ દાખલ કરાવીશ. ]

સંગડો: શું ?

અરધો મૂગો: તાઉ આમ, આમ, આકલ કઆવીશ.

[ 'આમ' વખતે નામની જોડણી હવામાં લખે છે-દાખલ કરાવીશ વખતે રજીસ્ટર, એમાં લખવાનું વગેરે જેટલું અભિનયથી સમજાવાય એટલું સમજાવવાનો પ્રયત્ન કરે છે. એનું આખું બોલવાનું તે પ્રમાણે ]

લંગડો: હં હં. નામ દાખલ કરાવશે એમ?

અરધો મૂગો: અં અં. માધવ આવે એ એબલ પઅ અકશે, અદ્ધા અદ્ધાના આંમ અકે છે—આંમ આંમ અકે છે. તાઉ પઅ અકૂસે.

[ માધવ આવે, એ ટેબલ પર લખશે, બધ્ધાનાં બધ્ધાનાં નામ લખે છે તારૂં પણ લખશે. ]

લંગડો: માધવ? માધવ કોણ?

અરધો મૂગો: માધવ મેંએજર—મેંએજર.

લંગડો: મેનેજર? હં! તે શું કરે?

અરધો મૂગો: એં તે અખે, ઊકે, અધું કએ.

[ અરે તે લખે, મૂકે, બધું કરે. ]

લંગડો: હં, હં, એમ.

અરધો મૂગો: અંમ્મા અધા અંઈ આહ્વે.

[ હમણાં બધા અહીં આવશે. ]

લંગડો: હમણાં આવશે એમ? વારૂ. બીજું કોઈ કેમ નથી દેખાતું?

અરધો મૂગો: અરે હમણાં અમારો બાદશાહ...

લંગડો: તે તું બરાબર બોલી શકે છે, હેં?!

મૂગો: હાસ્તો, બોલી શકું છું? અરે અહીં તો બધા જ બોલી શકે છે. મૂગા બોલી શકે છે, આંધળા જોઇ શકે છે અને લંગડા ચાલી શકે છે!

લંગડો: પણ હું તો લંગડો છું.

મૂગો: તારા જેવા બે ચાર ખરા લંગડા પણ અહીં છે, પરંતુ મોટે ભાગે અહીં તો બધા વેષ છે, વેષ સમજ્યો?

લંગડો: એટલે?

મૂગો: જોજેને, હમણાં અમારો બાદશાહ આવશે એટલે. માલિક—આ ઇસ્કોલનો માલિક. માધવ, તે પણે બેસે તે, અહીંના મેનેજર, બહુ હોશિયાર માણસ જો. બધો હિસાબ રાખે. આવક, જાવક, ખાવાનો, પહેરવાનો—બધું ય એને હાથ. બહુ હોશિયાર માણસ. અં . . . આમ જો; આવી આ બધી તપાસ રાખે—કોણ કાં ગયો, શું શું કીધું, બધા ઉપર ભારી તપાસ.

લંગડો: ઓ એમ! અને બાદશાહ શું કરે?

મૂગો: બાદશાહ? અરે બાદશાહ તો અહીં બધાને ભીખ કેમ માગવી એ શીખવાડે! બોબડું બોલતાં બ બ બ બો ઓ ઓ બ ડુ બો ઓ ઓ અતાં શીખવાડે, ત ત ત ત તોતડું તો ઓ ઓ તડું બોલતાં શીખવાડે, ગુંઉન્ ગુંઉન . ગું . . ગૂંગણું બોલતાં શીખવાડે, આંધળા થતાં શીખવાડે—આમ જો એં, જો, કાણા થતાં શીખવાડે, લૂલા થતાં, ડોસા થતાં, લંગડા થતાં શીખવાડે.

લંગડો: ઓ–તારીની!

મૂગો: અરે તેથી હું તને અહીં લાવ્યો. તું જોજેને, મજા પડશે અહીં. ખાવાપીવાની ચિંતા જ નહિ, અને આખો દિવસ ભીખ માગવાની. પૈસા મળે તે અહીં આપી દેવાના—માધવ સા'બને. લે જો, આ મોછરામ આવ્યા; જોજે એનો પગ.

[એક લંગડો આવીને પગ પરના પાટા કાઢી આખો પગ લંબાવે છે.]

કેમ મોજીરામ, આજે કેવુંક ?

મોજીરામઃ અરે સરસ ! આજે માધવ સા'બ ખુશ. ઠીક ખરકત મળી છે.

લંગડોઃ પણ માધવ સા'બને પૈસા કેમ આલવાના ?

મૂંગોઃ મોજીરામ, સ્યો આને કહો જરા. આજે નવા આવ્યા છે.

મોજીરામઃ ઓહો, એમ ? હમણાં તો ઠીક ભરતી થઈ રહી છે. જાણે લશ્કરની ભરતી. હી હી. ઠીક! ઠીક! (પગને કસરત આપતાં આપતાં) માધવ સા'બ આપણને મહિને પાંચ રૂપિયા પગાર આપે. પાછળ આપણે માટે મોટું રસોડું ચાલે. મહિને ચાર વાર સિનેમા જોવાનાં મળે. અને રાતે અહીં સૂવાનું મળે. મોજ છે ભાઈ મોજ છે.

મૂંગોઃ હું તો એ પાંચ રૂપિયા ઉપલક મળે તે લેતો પણ નથી. જમે જ કરાવી દઈએ. એ ક્યાં રાખીએ ? ખાવા પીવા અને પહેરવા મળે પછી આપણે પૈસાનું શું કામ ? નાહકના પોલીસ દાદા લુંટી લે તો ગુમાવી બેસીએ !

મોજીરામઃ ઓર સિનેમા, ઓઢનેકા, બિછાના ઓર પઢનેકી કિતાબેં, એ રેકાડ કા બાજા—પિછે ક્યા ? મોજ હૈ, ભાઈ મોજ હૈ.

[ દરમિયાન, એક પછી એક ભિખારીઓ અંદર આવતાં જાય છે. ]

લંગડોઃ અને કોક દાડો ભીખ ના મળે તો ?

મોજીરામઃ તો ક્યા ? કુછ નહિ. મહિને મેં દસ દિન કી છુટ્ટી. યહાં હી બૈઠ કર આરામ કરો.

મૂંગોઃ અરે હાં; પણ અહીં બેસીને કરીએ શું ? આખા ગામમાં રખડીએ નહિ ?

મોજીરામ: હાં, સચ્ચ! ઇશ્વર ક્યોં પડ રહે ?

મૂગો: કદી તબિયત બગડે તો આરામ! ડાક્ટર તૈયાર.

લંગડો: વાહ વાહ !

[ માધવ આવે છે. પોતાના ટેબલ પર જઇ ખાનું ઉઘાડી કાગળિયાં કાઢી બેસે છે. અઠાવક્રો, પાવરધો, ઝીણી આંખે તપાસ રાખનારો, તરત સમજી જનારો, હોંશીઆર દેખાતો નવજુવાન છે. ]

મોજીરામ: લો માધવ સા'બ આ ગયા. ચલો ભાઇ હિસાબ દે દૂં.

[ તે તરફ જાય છે. ]

મૂગો: લો આ અમારા સુરદાસ આવ્યા. જોયો અમારો સુરદાસ અંધારામાં દેખે એવો ?

સુરદાસ: હા ભાઈ હા. કરો મશ્કરી. અંધાની સૌ કોઈ મશ્કરી કરે.

મૂગો: હાસ્તો, જોવાની મજા તો બંધ આંખે જ આવે ને ?

સુરદાસ: (એણે એટલામાં પોતાની આંધળી આંખ દેખતી કરી નાંખી છે.) આ કોઈ નવા મેમાન છે કે શું ?

મૂગો: હા ભાઈ! બચારાનું કોઈ વાલીવારસ નથી. માબાપનું નામનિશાન નથી. દઈ જાણે કોનું પાપ હશે તે. પણ જાણવા જેવી એની વાત છે.

સુરદાસ: 'અયસે પાપી નર હોવેં ગે કલજુગમેં'. હાં હાં, કહોની ?

મૂગો: સુરદાસજી! આ કંઈ રસ્તો નથી, આ તો માળિયું છે.

[ બાજુમાંથી 'ઉસ્તાદ' આગળ આવે છે. ]

ઉસ્તાદ: (કદાવર પઠાણી સિનાબાજ દેખાવનો) અરે કયાં

બોલતે ? યહ તો અપને બાદશાહ કા મહલ હૈ, અપને બાદશાહ કા મહલ !

સુરદાસ: ખરેખર ભાઈ, બાદશાહ તે બાદશાહ !

મૂગો: આ અમારા ઉસ્તાદ ! કેટલીયે વાર જેલ થએલી; પછી તો છેલ્લી વારે બાદશાહે બચાવી લીધેલા. એને માટે મોટા બાલિસ્ટર રોકેલો. કોક અદેખાએ ચોરીનો કેસ કીધેલો. સાવ જૂઠો. તે પછી બાદશાહ મોટી કોરટમાંથી છોડાવી લઈ આવ્યા. અને હવે તો ભગવાનના માણસ.

ઉસ્તાદ: પરવરદિગાર કી મરજી. અપને બાદશાહ જૈસા કોઈ નહિ. માધવ સા'બ કી ભી બહોત મહેરબાની. મગર મૈં તો ઇસ બંદેકી બાત સુનના ચાહતા હૂં.

સુરદાસ: હાં, હાં. તે એમ કરોની, આજે રાતે સભામાંજ કહેજો—બધા સાંભળશું.

ઉસ્તાદ: વહ મિજલસ કી બાત રાતપે. અબ તો યહાં કહો ? મિજલસમેં ફિરસે કહેના !

મૂગો: અરે ભાઈ ! એ બે વાર જેલ જઈ આવ્યા. કોઈ ગુમાસ્તાએ પૈસા ખાધા, તે એને બચાવવા નોકર માણસને ચઢાવ્યા ફાંસીએ. જેલ ભરી. છૂટયા કેડે તો બહુ બહુ નોકરી શોધી, પણ કોઇ મૂકી દાણોયે ન આપે—બધે હડધૂત. ! પછી કીધી ચોરીઓ. અને છેવટે એ રામ એના એ. ભીખ માગતાં આવડતી નથી. અમારે જૂની ઓળખાણ, અમારા ગામની, તે રસ્તે ભેળાં થતાં અહીં લેતો આવ્યો. આપણા બાદશાહ એને રસ્તો બતાવશે.

ઉસ્તાદ: બાદશાહકી ક્યા બાત ! અબ વહ આયા ક્યોં નહિ ? કુછ કામપે લૌટે હોગે. અચ્છા ! અચ્છા ! આઓ, ભૈયા, તુમ ભી હો હમારા શાગીર્દ, ચોરી કિયા તો ક્યા કિયા ?

સુરદાસ: અરે ચોરી કોણ નથી કરતું ? કૃષ્ણ ભગવાને યે ચોરી તો કરેલી !

[પાછા મોજીરામ આગળ આવે છે.]

મોજીરામ: અરે વહ તો બડા ચોર—બડા મખ્ખન ચોર.

[પીરશાહ આગળ આવે છે]

પીરશાહ: (નશા ચકચૂર, જાલીમ, મસ્ત) અબે ચોર કૌન નહિ? સારી દુનિયા ચોર...

મૂંગો: આવો આવો પીરશાહ ! લ્યો આ એક નવો મુસાફર.

[એટલું કહી એ માધવ પાસે જાય છે.]

પીરશાહ: હાં હાં, ભૈયા, યહ તો મુસાફિરખાના હૈ. દુનિયા સારી મુસાફિરખાના.

મોજીરામ: મગર યહ તો હૈ મોજી મુસાફિરખાના. (હસે છે.)

સુરદાસ: અરે, પણ હજી આપણા બાદશાહ કેમ નથી આવ્યા ? આજે તો મેં એમને જોયા'તા મંદિરને રસ્તે મુરલીચોર ગાંડાના વેશમાં.

મોજીરામ: હમણાં હમણાં એ રોજ એ જ વેષ ધરે છે, એમને કંઈ એ જ ફાવતું આવે છે.

પીરશાહ: અરે બડા શરીફ આદમી. કભી ભીખ મંગતા, કભી બડા શેઠ બનકે નીકલતા ઓર સારી દુનિયાકા તમાશા દેખતા. કિસમ કિસમ કે શરીફ લોક કૈસે હોતે હૈ વહ સબ જાનતા. દિખલાતા પાગલ મુરલીચોર ! મગર દેખતા સબ, ઓર ઈધર ઉધર અપના લોક ભી ભેજતા. અરે, અપને બાદશાહકી તો ક્યા બાત !

[અંદરથી બલ્લુ ધસી આવે છે.]

બભ્ભુઃ ( વાઘરી જેવો ) શૂશ્શ્શ્ ચૂપ ચૂપ પીરશાહ, એમના વેષ વિશે કંઈ વાતો નથી કરવાની! પેલે દિવસે રાતે મિજલસમાં એમણે ના કહી હતીને?

પીરશાહઃ અરે છોડો! વહ પાગલ કે લિબાસકી બાત તો હમ કર સકતે હૈ. ક્યોં જી?

સુરદાસઃ હા રે હા. એવા એ નગરશેઠ અને મહંત સામે બેઠા બેઠા ઠીક વાતો સાંભળતા હતા. હું ત્યાંથી નીકળ્યો ત્યારે મેં યે દેખ્યા હતા.

બભ્ભુઃ બાદશાહ! અપના બાદશાહ જેવો કોઈ નહિ. કયું મોજીરામ ખરૂંને?

મોજીરામઃ હાસ્તો, સાચું. અરે ભાઈસા'બ, આપણી તબિયતની પણ એમને ચિંતા. માંદું પડે તો યે કેટલી કાળજી? આ વાજું રેડીઓ, પેલી વળી કાલે નવી ચોપડીઓ આણી છે!

પીરશાહઃ અજી હાં, હાં, હમનેભી દેખી તો! બઢિયા કિતાબે હૈ. સારી દુનિયાકે ભજન ઇસમેં જમા કિયા ગયા હૈ.

સુરદાસઃ મને તો પેલી વાર્તાની ગમી.

ઉસ્તાદઃ તમે નસીબદાર સુરદાસજી! અમને તો વાંચતાં જ નહિ આવડે ને?

મોજીરામઃ તો શું થઈ ગયું? ચાલો આજ રાતે મિજલસ પછી બેસજો. હું વાંચી દઈશ.

બાકીના એ ત્રણઃ વાહ, વાહ, તો તો સરસ.

[ માધવ ટેબલ ઠોકી ઘંટડી વગાડી બધાને ત્યાં આણે છે. ]

માધવઃ ચલો એઇ! પહેલો અડબંગો.

[ અડબંગો આગળ આવી હિસાબ આપે છે. ]

અડબંગોઃ આ સાડા ત્રણ રૂપિયા.

માધવ: આવા બાંધ્યા રૂપિયા ક્યાંથી લાવ્યો?

અડબંગો: રસ્તે કોઇ દુકાનદારને ખુરદો જોઇતો હતો તે આપી દીધો.

માધવ: ઠીક ચાલો.

[બજ્જુ પૈસા-પૈનો ખોબો ધરે છે. ગણવા માંડે છે.]

માધવ: તે ગણીને લાવતાં શું થયું?

બજ્જુ: અરે અહીં કોને ગણતાં આવડે છે તે?

[દરમિયાનમાં બધા ખૂણામાં જઇને પોત-પોતાની એકઠે હિસાબ કરવા મંડી પડે છે.]

માધવ: ગણાવીને લાવીએ. રોજ તો એમ લાવે છે ને? આ શું? આ ચાર પૈસા તો સાવ સીસા-ખોટા છે!

બજ્જુ: અરે સાહેબ! બહુ મોટા, ધરમના ઢીંગલા જેવા દેખાતા દયાળુ દાતારો જ એવા પૈસા આલે છે.

બે ત્રણ: (ખૂણામાંથી) ખરૂં છે; ખરૂં છે.

એક: અરે હું એક શેઠને ઓળખું છું, એ તો રોજ ખોટો જ પૈસો આલે.

મૂગો: (લંગડાને આગળ ધરીને) લ્યો સાહેબ!

માધવ: આ કોણ છે?

મૂગો: સાહેબ! મારા ગામનો છે, વખાનો માર્યો અહીં આવ્યો છે. ખાતરીનો માણસ છે.

માધવ: વારૂ; હમણાં નહિ, બધો હિસાબ પતી જાય પછી એની વાત. જનમથી લંગડો છે?

મૂગો: નારે સાહેબ! કોઈ સેતાન શેઠે મોટર હાંકીને પગ ભાંગી નાખ્યો છે.

માધવ: વારૂ વારૂ, બેસાડ હમણાં. પછી ચાલો, પીરસાહ!

પીરશાહ: ( ખૂણામાં બેઠા બેઠા જ ) કુછ નહિ.

માધવ: શું ?

પીરશાહ: સુના નહિ ? કુછ નહિ !

માધવ: પીરશાહ ! ચાર દિવસથી કંઈ લાવતા નથી તે ગામમાં શું શેઠીઆની ખોટ પડી કે ધરમ સુકાઈ ગયો ?

પીરશાહ: કયા કરે ? કોઈ દેતા નહિ !

માધવ: પણ તેમાં મિજાજ શાનો કરો છો ? અચ્છા; પીછે બાત.

પીરશાહ: ( આગળ ધસી આવી ) પીછે કયા બાત ? ચાર રોજસે સરપે કમનસીબી સવાર હુઈ હૈ. હિન્દુ બનકે જાતા તો મુસલમાં નહિ દેતા, મુસલમાં બનકે જાતા તો હિન્દુ નહિ દેતા. સચ કહૂં તો, દો ચાર આને મિલે થે; પર ઉનકા ઉધરહી ગાંજા પી લિયા.

માધવ: ઓહો ! એમ ? ગાંજા પી લિયા ?

પીરશાહ: ઓર આજ પીનેકા નહિ મિલા, તો હમેં પૈસે દો.

માધવ: ઓત્તારી ! વળી સામા પૈસા માગે છે ?

પીરશાહ: (જોરથી) ગાંજા લાવ !

માધવ: એમ કંઈ પૈસા આપવામાં નહિ આવે.

પીરશાહ: કયા ? ગાંજા પિલાવ.

માધવ: એઈ ! એ તારી સિનાખોરી રહેવા દે. બાદશાહ આવશે પછી વાત. માગજે એની પાસે.

પીરશાહ: બાદશાહ આને પીછે ! બાદશાહ આને પીછે !

[ બબડતો બબડતો પાછો જાય છે. ]

માધવ: રાધા ! ચંગી !

[ રાધા આગળ આવે છે. ]

રાધાઃ લ્યો બાપજી!

માધવઃ ઓહો, રાધા! આજ તો બહુ લઈ આવી છે ને?

ઉસ્તાદઃ બૈરીની જાત છે, બધા બે પૈસા વધારે જ આપે ને?

સાંઈ ફકીરઃ ઓરત તો રાધા ભી હૈ, ઔર ચંગી ભી હૈ. મગર રાધા જૈસી અચ્છી નહિ હૈ.

ચંગીઃ મુઆ! અચ્છી ને નહિ અચ્છી કરવા નીકળ્યો છે, તે રાધા રૂપારી ને હું કંઈ નબરી છું?

રાધાઃ મરવા દેની, એની હામે કાં બાથ ભીડ છ?

ચંગીઃ અરે, મુઆની દાનત હું જાણુંની? પણ જો અં...આમ ડામ!

સાંઈ ફકીરઃ જા જહન્નમ કે ખડ્ડેમેં!

માધવઃ બસ ચુપ! કેટલી કટકટ? અત્યારે લડો છો, ને પાછા ભાઈબંધ પણ થઈ જાઓ છો! અમસ્થી મારામારી શાના કરો છો?

મોળજીરામઃ અરે સાહેબ, એ તો જરા લાડ કરે છે!

માધવઃ બળ્યાં તમારાં લાડ! અચ્છા, ચાલો, અલખબાવો, નબી, નૂરો, ગોદુ, વિઠુ ક્યાં છે? ચાલો, ચાલો, પેલા ગોરક્ષાવાળા ક્યાં છે? પેટીઓ લાવો, ચાલો.

અલખબાવોઃ અહાલેક! લ્યો ભાઈ. અને આ એઠો લોટ.

વિઠુઃ સાહેબ! આ પેટીઓ ખોલું?

માધવઃ હા હા ખોલને! શું બાવાજી?

અલખબાવોઃ અરે, આ ચાર ઠેકાણેથી પાકી રસોઈ મળી, પણ ફેંકી ઉકરડે. સાલા હરામખોર નીચ લોક! મેલું ગંદુ વધેલું સધેલું એઠું ખાવાનું આપે; અને કહે ત્યારે લગનની નાત! હજાર ઉપરાંત માણસ ઝાપટી ગયા, અને કંઈ શાહુકાર

કમબખ્ત લોટો ભરી છાનામાના દૂધપાક ચોરી ગયા તે જુદા. એની જાતને ડાં'મ દે બ્રાહ્મણની! અને આ સાધુને ઓઠવાડો ? બેટમજી લગન કરવા નીકળ્યા છે!

મોજીરામ: હા હા, આપો આંશીર્વાદ; આપો આશીર્વાદ.

માધવ: વારૂ બાવાજી, પેલી ટીપનું શું?

અલખબાવો: હારે, મહિનાની આખરે તૈયાર. એક બે જણે જ મંદિર ક્યાં બંધાવવું છે તે પૂછ્યું, બાકી બધા મૂગા-મૂગા ભરી આપે છે.

માધવ: આશરે કેટલા થયા ?

અલખબાવો: પાંચેક હજાર ઉપર થઈ જવા આવ્યા છે.

માધવ: પણ હાથમાં કેટલા આવશે?

અલખબાવો: અરે, બધા જ! નહિ આવે તો આ રહ્યો આપણો અલખંદંડ 'દે ગિરધારી.'

બબ્ભુ: હા રે હા, બાવાજીને તો પાછો જાદૂ પણ કરતાં આવડે છે ની ? જરા, જરા બાવાજી! પેલું કરી બતાવોની પેલું...

અલખબાવો: અરે હમણાં નહિ; રાતે મિજલસ પછી.

મોજીરામ: અરે બાવાજી, એક થવા દો. હં, હાં.

અલખબાવો: (એકાએક) હો અહાલેક! બોમ્ ભોળાનાથ! હં... છ ન ન ન ન ન... છં! બં મ મ મ મ...... ભં ભોળાનાથ!

[ મોઢામાંથી નારિએલ કાઢે છે, ને પછી હાથમાં ગુલાલ ]

દેખ! ક્યા હૈ? દેખ, દેખ! અબ નિકાલ તેરી જેબમેં હોવે તો. ચલ દે દે.

બધા: વાહ બાપજી વાહ!

એક જણ: કોઈ બીજા ગભરાઈ ને ગજવું ખાલી કરી આપે.

માધવ: ચલો બસ હવે બાવાજી, બચ્ચાના ખેલ રહેવા દો.

પીરશાહ: (પડ્યો પડ્યો જ) અય અલખબાવા! તેરે યહ અલખ જાદૂસે આઠ આનેકા ગાંજા તો નિકાલ! નરિએલ ક્યા નિકાલતા હૈ?

અલખબાવો: હી હી, મૌલાબક્ષ! વહ તો જૈસી ખુદાકી મરજી. દેખ, અબ બાદશાહ આયા.

બધા: ઓ! વાહ! હં! હં હં!

[બાદશાહ પ્રવેશે છે; ઉતાવળે, ઝડપથી, સ્ફૂર્તિમાં, ઠારી નાખે એવી નજરથી ચોગમ આંખ ફેરવતાં. પહેરવેશ પહેલા પ્રવેશમાં હતો તેવો જ—સહેજ ફેરફાર; માથે વાળ રીતસરના. એ આવતાં જ એકદમ શાંતિ. એના તરફનું માન સૂચવવા એમની એ જ રીત પૂરતી છે.]

બાદશાહ: કેમ માધવ! શું ખબર છે? આજનો વકરો કેવો?

માધવ: સારો. પણ પીરશાહને ગાંજો પીવો છે અને પૈસા માગે છે. ત્રણ દિવસથી એણે કંઈ ભર્યું નથી.

બાદશાહ: ઓહ, કોણ પીરશાહ? (એ તરફ ક્ષણેક જોઈ) એમ! વારુ પછી?

માધવ: બીજું તો કંઈ નથી. આ એક નવો આવનાર છે; મૂગો લઈ આવ્યો છે.

બાદશાહ: કોણ?

માધવ: આ! પગ મૂળથી લંગડો છે. મૂગાએ એને અહીંના કાયદા કહ્યા છે.

બાદશાહ: ઠીક, પછી વાત. બેસો તમે. બીજા કોઈને કંઈ ખાસ કહેવું છે? નહિ તો જમ્યા પછી મિજલસમાં. કોઈ મારામારી, ગાળાગાળી, કોઈ એવો બનાવ, તોફાન?

બે ત્રણ જણ: ના, બાદશાહ! ના.

બાદશાહ: ઠીક! તો પીરશાહ! ગાંજો પીવો છો? પીઓ. લ્યો આ રૂપિયો (ફેંકે છે)... પણ ઊભા રહો. ગાંજો જ શા માટે? ભાંગ, અફીણ કેમ નહિ? તમે એકલા શા માટે? માધવ! દારૂ જ મગાવો. હું પણ પીઉં—આપણે બધા પીએ. આ કાતરીઆની બહાર હજારો લોકો પીએ છે—ગરીબ તવંગર બધા પીએ છે તો આપણે કેમ નહિ? પીઓ ખૂબ પીઓ. આજે, કાલે, રાતે, રોજ! બસ દારૂ, અફીણ, ગાંજો, જેને જે જોઈએ તે! માધવ, અહીં જ એક મોટું પીપ મગાવ. એકલા પીરશાહ માટે નહિ, બધા માટે... આપણે પણ પૈસાદાર છીએ. આપણા કરતાં ગરીબ ઘણાં છે. લાખો ભિખારીઓ છે બહાર, જેમને ભીખ માગતાં પણ આવડતી નથી એટલે ભૂખે મરે છે. એના કરતાં આપણે પૈસાદાર, હોશિયાર... અરે, ફાડી નાખો પેલી ચોપડીઓ! ભાંગી નાખો પેલું વાજું! તમને સિનેમા ઓછા પડે છે એ હું જાણું છું. પેલો રેડિયો: તમને એમાં રસ નથી પડતો ખરું? લાવો હું જ ભાંગી નાખું.

ત્રણચાર: ના, ના, બાદશાહ!

બાદશાહ: પીરશાહ, પીઓ! માધવ, મગાવો દારૂ! બોલો, કોણ પીવા તૈયાર છે? ઊભા થાઓ. હા કહો, બોલો! કેમ કોઈ નહિ?

[પીરશાહ દોડી આવી પગે પડે છે.]

બેત્રણ: ના બાદશાહ, ના! અમારે છાંટોયે ન ખપે. અમે લીધાં વચન પાળશું.

પીરશાહ: નહિ, નહિ. મેરી કસૂર હુઈ, બાદશાહ! મુઝે કુછ નહિ ચહિયે. મુઝે માફ કર.

બાદશાહ: (તેને બાથમાં લઈ ઊભો કરી) સિનેમામાં જવાનું

છે, ત્યાં કેમ જતા નથી? મોટરમાં ફરવાનું કેમ માગતા નથી? એને બદલે આવું આવું શું માગો છો, પીરશાહ? પીરશાહ, પીરશાહ, તમારે માટે હું શું નથી કરતો? તમને કંઈ સગવડ આપવા હું ના પાડું છું? પણ આવા કેફમાં આપણે પડવું? (પંપાળી) જાઓ, ખાઈ લ્યો. મોડું થાય છે; જાઓ, પછી જલ્દી આવો.

[ એક પછી એક બધા જવા માંડે છે. ]

માધવ: આ આજનો હિસાબ. આ છેલ્લા મહિનાનું સરવૈયું. રસોડું, લાયબ્રેરી, બધાનો પગાર અને બાતમી મેળવનારાઓને આપતાં આટલો નફો. આ બૅંકની પુરાંત.

બાદશાહ: ( કાગળ લે છે, જુએ છે, પછી તરત જ ) વારૂ, એ સાથે લઈ જાઉં છું. આજે હું તને એક નવી વાત કહેવા માગું છું. માધવ! આપણી પાસે ઠીક પૈસો થઈ ગયો છે, છતાં આ જંજાળ શા માટે એમ તને થતું હશે. તું બધો હિસાબ જાણે છે. તારે લીધે જ આ આખી સંસ્થા ચાલે છે. મારાથી આવી વ્યવસ્થા થઈ શકે નહિ. હું ભિખારી; મારી પાછલી જિંદગી વિષે કોઈ જાણતું નથી, પણ તે તો હું કદાચ કોઈ વાર કહીશ. અત્યારે તો હું બીજું જ કહેવા માગું છું. માધવ! માધવ!

[આસપાસ જુએ છે કે પોતે બે એકલા જ છે કે નહિ.]

માધવ: મારા પર વિશ્વાસ રાખો, બાદશાહ! હું કોઇને નહિ કહું.

બાદશાહ: હું જાણું છું. જો સાંભળ. મને એક દીકરી છે. એ દીકરીને નાનપણથી મેં આ દેશમાં આપી શકાય એવું શિક્ષણ આપ્યું છે—સારાંમાં સારૂં, મોંઘામાં મોંઘું. મસુરીમા અંગ્રેજોની સાથે, અંગ્રેજોને હાથે જ, આપણે જ પૈસે—આપણા દેશને પૈસે જ એને ભણાવી છે.

માધવ: પણ સંસ્કાર?

બાદશાહ: સંસ્કાર? ભિખારીને સંસ્કાર?! દુનિયાને ખબર નથી કે મસુરીમાં ભણેલી છોકરી બાદશાહ ભિખારીની છોકરી છે. આજે એ ભણેલી હોશિયાર અને તું કહે છે તેમ સંસ્કારી ગણાય છે!

માધવ: સંસ્કારી?

બાદશાહ: હા. આપણો અહીંનો પૈસાની બકરકુદીવાળો વર્ગ હજી એમ માને છે કે સારામાં સારા અંગ્રેજી શિક્ષણથી જ ઊંચામાં ઊંચા સંસ્કાર આવે છે. અહીં શું, પરદેશ ભણાવે છે તે નથી જોતો? પણ એ વાત રહેવા દે. કાલે એમને ખબર પડે કે એ દીકરી મારી છે, તો એને કોઈ પડખે ઊભી પણ રહેવા ન દે. ભિખારીની છોકરી! એના સૌ સંસ્કાર એક પળમાં ક્યાંય ડૂબી જાય.

માધવ: મસુરીમાં પણ કોઈ જાણતું નથી?

બાદશાહ: ના. ત્યાં તું જાણે છે તે એક્ષ્પોર્ટ—ઇમ્પોર્ટનો મૅનેજર, એનો બાપ. મોટો વેપારી, પૈસાદાર, સુશિક્ષિત, સજ્જન, રીતભાતવાળો, સંસ્કારી, રાજમાન રાજેશ્રી મિ. રાજા. ત્યાં જાઉં છું મળવા ત્યારે ત્યાંની અપ–ટુ–ડેટ હૉટેલમાં ઊતરું છું, અને પાછો આવું છું.

માધવ: અં, પછી?

બાદશાહ: આ વખત મેં એને અહીં બોલાવી છે. આપણા પેલા ફ્લૅટમાં જ રાખી છે. એ જાણે છે કે હું મોટો વેપારી! નાનપણથી જ એ એમ માનતી આવી છે.

માધવ: પણ એ કોઈ દિવસ અહીં આવશે તો?

બાદશાહ: ઊહું! એમ ન બને એની હું કાળજી રાખીશ.

માધવ: પણ હવે કરવું છે શું ?

બાદશાહ: મારે એને પરણાવવી છે, કોઈ પૈસાદાર શેઠીઆને ત્યાં–કુળ, મોટાઈ, ગૃહસ્થાઈના આડંબર કરનાર આપણા નગરશેઠના દીકરા જોડે.

માધવ: તિલકકુમાર !

બાદશાહ: હા, તિલકકુમાર. એ બંને મળે એવી મેં તજવીજ કરી હતી. મળે છે, અને ચાલે છે.

માધવ: એને જ પરણાવવાનો હેતુ ?

બાદશાહ: હેતુ ? ગરીબ બાદશાહ ભિખારીની દીકરી સમાજમાં શેઠાણી થઇને ફરશે. કોક દિવસ હું બતાવીશ કે તમારા ધનના આડંબર નીચે તમે કેવા છાલકા, કેટલા પામર, કેટલા તકલાદી છો.

માધવ: પણ તમે એ લોકોને છેતરો તેમાં એમનો શો દોષ ?

બાદશાહ: માધવ તું ભૂલે છે. હું છેતરતો નથી. એ લોકોને છેતરાવું જ વ્હાલું લાગે છે. નગરશેઠને ગોપીનું બહારનું ભણતર, રૂપ અને એના બાપનો પૈસો જ વ્હાલો છે. એ બધી વસ્તુ ગોપી ભિખારીની દીકરી જાહેર થતાં આપોઆપ ઊડી જાય છે. તું કેમ નથી સમજતો ? આપણે ભીખમાં પણ છેતરપીંડી ક્યાં નથી કરતા ? માધવ ! માધવ ! (ઉશ્કેરાઇને) મારે લખેસરીઓ ઉપર વેર લેવું છે. મને ભિખારી બનાવનારાઓ ઉપર વેર લેવું છે.

[ બાજુ પર જઈ બેસે છે ]

માધવ: અને—અને બાદશાહ . . .

બાદશાહ: કેમ ?

માધવ: તમારી દીકરી ગોપીના હ્રદયનો વિચાર જ નથી કરવો કેમ ? નગરશેઠ દીકરાને માટે જે કરે છે તે તમે દીકરીને માટે કરો છો ?

બાદશાહ: (માધવને પકડી) માધવ! હૃદય? ભિખારીઓને હૃદય! જેને જીવન નથી, કપડાં નથી, ખાવાનું નથી, એઠવાડો ખાનાર એવા ભિખારીઓને હૃદય?

માધવ: પણ આપણે કયાં એઠવાડો ખાઈએ છીએ?

બાદશાહ: તે મને આ આપણા ભીખમંડળની જ પડી છે એમ? આપણે તો ધંધો લઈ બેઠા છીએ. એકવાર એ ટીચકાઓને બતાવી આપીશ કે બુદ્ધિમાં, અક્કલમાં, ખાનદાનીમાં તમે અમારાથી હજારગણા ઊતરતા છો. આ પૈસો અમસ્થો એકઠો નથી કરતો. હું બતાવીશ કે લોકો મને પણ પૂજે છે. માધવ! માધવ! તું મને તરંગી ગણશે; ભલે. હા હા હા હા. . . .

માધવ: બધા જમી આવ્યા. હમણાં એકઠા થશે.

બાદશાહ: આવવા દે. હું તરંગી; હાસ્તો, બ્હારની દુનિયામાં હું પાગલ બાદશાહ જ છું ને—પાગલ! પાગલને પણ સપનાં આવે છે!

[મૂઢ થઈ વિચારમાં બેસી જાય છે.
એક પછી એક ભિખારી આવ્યે જાય છે.]

માધવ: ચાલો, સૌ સૌની જગ્યાએ બેસી જાઓ. આજે બાદશાહ ક્લાસ નહિ ચલાવે.

બાદશાહ: ના, ના. ચલાવીશ. થોડાક પાઠ આપવાના છે. માધવ! હું એટલો બધો થાકી નથી ગયો. પણ કદાચ મને તારી મદદની જરૂર પડે તો?

માધવ: તો બેલાશક આપીશ.

[દરમિયાન થોડાક ઠીકઠાક થઈને
મિજલસ માફક બેસી જાય છે.]

બાદશાહ: માધવ! રાધા, ચંગીને કે પીરશાહને કોઈને ભજન ગાવા કહે.

મોજીરામ: અરે હા, અમે પેલું નવું તૈયાર કીધું છે તે ગાઈએ. મેળા કે મંદિર માટે તૈયાર કર્યું છે. નવું જ છે. ચાલો ભાઈઓ, પેલી ભજનમંડલી જમાવો.

[મંજીરા, કરતાળ, ઢોલક, એકતારો, ડફ, ખંજરી વગેરે સાથે કુંડાળું વળીને મંડળી બેસી જાય છે. વચ્ચે એક ઊભો રહે છે. ચંગી પણ નાચવા ઊભી રહે છે.]

એ જી ઈઈ........

રામ રુવે ને લખમણ ભોળવે, ભોળા રામ! મ રોય,
ગઈ રે સીતાને આપણે વાળશું, લે લોટા મુખ ધોય.
એ...દેશો દેશ કાગળ મોકલશું, ગોતશું ગામો ગામ,
પણ સીતાથી ભલેરી લાવશું, તેનું સીતા ધરશું નામ.
એ...જળ જળ કમળ ન નીપજે, વન વન અગર ન હોય,
ઘર ઘર સીતા નવ સાંપડે, મારા વીર વિમાસી જોય.
લખમણ! હનમો ન આવીયો, ગયો સાગર કુદી પાર,
સીતા વણ ના ગોઠતું, મારે દુઃખ છે અપરંપાર.

એજી રામ રૂવે ને લખમણ૦

[અહીં સાધન હોય તો રામલીલામાંથી કે એવો કંઈ વેશ પણ ભજવી શકાય. એ દરમિયાન કેટલાક કપડાં બદલી નાખે છે ને સ્વચ્છ કપડાં પહેરે છે. બાદશાહ કંઈ ખાયપીએ છે. ને ધૂની માફક બેસી રહે છે. પછી એકાએક બૂમ મારી ભજન બંધ કરાવે છે.]

બાદશાહ: બસ–બસ. (સહુ શાંત.) રામ! ભગવાન! ભગવાન! હું ભગવાન, તમે ભગવાન! બોલો! અમે ભગવાન

[બધા બોલે છે, એટલે જરા ઊંચે આસને જઇને બેસી]

સાંભળો ! કદી ચોરી કરવી નહિ. તમારામાંથી કોઈએ ચોરી કરવી નહિ. ચોરી કરવાથી જેલમાં જવું પડે છે. જેલમાં મહેનત મજૂરી કરવી પડે છે. ચોરી કરવામાં પાપ નથી પણ એથી આફત આવી પડે છે. ભીખ માગવામાં મહેનત પડતી નથી. જેલ મળતી નથી. સુખે રોટલો મળે છે. બોલો, અમે કદી ચોરી નહિ કરીએ.

બધા: અમે કદી ચોરી નહિ કરીએ.

બાદશાહ: અમે સદા ભીખ માગતા રહેશું.

બધા: અમે સદા ભીખ માગતા રહેશું.

બાદશાહ: ભગવાન બધે વસે છે. બધું જુએ છે. બધે રહે છે. મંદિરમાં ભગવાન છે એને ખાવાનું જોઈએ છે, પહેરવાનું જોઈએ છે, ઘરેણાં જોઈએ છે. લોકો એને પૈસા આપે છે તે પૈસા મેળવવા માટે આપણી અંદર પણ ભગવાન છે; પણ તે મંદિર જેવો મરેલો નહિ. એને પણ ખાવાનું જોઈએ છે. એને એઠું કેમ ખવાડાય? એને ભૂખ્યા કેમ રખાય? બોલો, આપણે જીવતા ભગવાન છીએ.

બધા: આપણે જીવતા ભગવાન છીએ.

બાદશાહ: આપણે એને સુખી કરવા પૈસો માગીએ છીએ.

બધા: આપણે એને સુખી કરવા પૈસો માગીએ છીએ.

બાદશાહ: ભીખ માગવી એ શરમ નથી. ભગવાન કહે છે તે પ્રમાણે આપણે કરીએ છીએ. ભગવાન આપણને સારી ભીખ માગતાં શિખવાડશે.

પીરશાહ: સચ્ચ હૈ. ભગવાન ભી તરાહ તરાહ કે સાજ સજતે થે.

નૂરો: અરે ઢોંગ ભી કરતે થે. કૃષ્ણજીકો યાદ કરો?

બાદશાહ: શિ.........સ્! એવી વાતો નહિ કરવાની. આપણે રામ શું, અલ્લાહ શું? આપણે હિન્દુ શું, મુસલમાન

શું? આપણે જાત શી, ભાત શી? મા નહિ, બાપ નહિ, કુળ નહિ, કુટુંબ નહિ, ઘર નહિ, બાર નહિ. મંદિર નહિ, મસ્જિદ નહિ. જહાં મિલા વહાં સોયા, જો મિલા સો ખાયા. સાધુ તો ચલતા ભલા. એને ધરમ શો? પેટ ભરવાનો. એને કરમ શું? ભીખ માગવાનું. આપણે માણસ: નીડર, બેફિકર, ખુશમિજાજ, આઝાદ. આપણે ચિંતા નહિ, પરવા નહિ, દુઃખ નહિ. યહી દોજખ, યહી પરસ્તાન, કયા મોજ હૈ!

મોજીરામ: મોજ હૈ! ઠીક હૈ; જિંદગી એક મોજ હૈ.

નૂરો: ખાના પીના ઓર ખેરસલ્લાહ!

બાદશાહ: બસ. આજને માટે આટલું બસ છે. કાલે આગળ પાઠ. હવે થોડાંક વાક્યો સાથે બોલી જાઓ. બધાને આવડી જાય એટલે કોઈ વાર કામ લાગે.

[બાદશાહ ઊભો થઈ, હાથના અભિનય સાથે, પહેલીવાર ખૂંધો થઈ પછી આંધળો, લંગડો, ઠૂંઠો, એમ જુદી જુદી રીતે મ્હોંના જુદા જુદા અભિનય સાથે કરગરતા અવાજમાં ફેરફાર સાથે બોલે છે, અને બધા તે પ્રમાણે એ જેમ કરે તેમ કરે છે.]

બાદશાહ: અલ્લા હી દેગા, રાઆઆમ રામ!

બધા: અલ્લા હી દેગા, રાઆઆમ રામ!

બાદશાહ: અલ્લા હી દેગા, રાઆઆમ રામ!

બધા: અલ્લા હી દેગા, રાઆઆમ રામ!

બાદશાહ: (ચંગી અને રાધાને આગળ બોલાવી અભિનય સાથે) બોલો! ભગવાન તમારું ભલું કરે શેઠીઆ! તારી શેઠાણી અમર રહે શેઠીઆ, તને સાત દીકરા થાય શેઠીઆ! તારી મિલકતમાં બરકત રહે શેઠીઆ!

[બંને તે પ્રમાણે બોલે છે. ન આવડે તો વચ્ચે
બાદશાહ અવાજ-અભિનય સુધારી શીખવે પણ છે.]

બાદશાહ: પીરશાહ ! અલખબાવા ! નબી ! આ તમારે માટે છે, જરા ધ્યાને રાખજો. એકદમ કોઈના મસ્તક સામું જોઈને જોરથી: 'અય દેખ ! તેરી સુરતમેં ઐસા લિખા હૈ-તેરા તકદીર મુઝે બોલા રહા હૈ કિ તૂં બડા ભાગસાલી હૈ ઓર આજસે બરાબર ચાલીસ રોજ કે બાદ તુઝે ગ્યારહ હજાર રૂપયેકા ઢેર લગેગા. માસ્તર ખડા રહો, મિસ્ટર ખડા રહો, સાધુકો કુછ દો !

[બે ત્રણ જણ પાસે તે પ્રમાણે કરાવે છે,
આંખના ડોળા ચઢાવે છે અને બોલાવે છે.]

બાદશાહ: (નવાને) જો, હજી ફાટલાં લૂગડાં પહેરવાનાં. માધવને તું કહેશે એ આપશે. અને જો કોઈ જતું હોય તેને આ પ્રમાણે પેટમાં ખાડો બતાવવાનો, મોઢે ખાવાનું બતાવવાનું, પગને અડી પડવાનું. ઓ શેઠ! બે દિવસથી ભૂખ્યો છું, એક ટંકનું જમવાનું અલાવો મા'રાજ, તમારે પગે પડું, મારાજ !'

[તે પ્રમાણે કરે છે]

નહિ, બરાબર નથી; કાલ સુધીમાં તૈયાર થઈ જાઓ, નહિ તો પછી, માધવ એને ફકીરનો વેષ આપીએ. હાથમાં ફાનસ લો અને જુઓ, આમ ચાલતા ચાલતા જાઓ.

'ભક્તને ખાતર ડાકોર આયે,
બોડાણે કે મનમેં ભાયે,
હરિ દ્વારકા સિધાયે,
હરિ કૈસે કઅરે !'

આમ બોલતા બોલતા જાઓ. ચાલો પેલો તોતંડો કોણ થાય છે? સાલીગરામ? આવો, કરી બતાવો જોઉં?

સાલીગરામ: ખ. . . . . ખાધું ન ન ન થી મહારાજ, પ પ પી . . . . . પીધું નથી મ મ મ હા રા જ.

[બરાબર હોય તો ચાલવા દે છે, નહિ તો પોતે બોલી બતાવે છે અંદરથી લંગડા ને ઠૂંઠા થઈને બે જણ આવે છે, તેને તપાસે છે.]

બાદશાહ: કેમ, આજે રાતના જવું છે? જાઓ. દિવસના ઊંઘ્યા હતા કે?

બે જણ: હા બાદશાહ, આજે મોટો મેળો છે ત્યાં જઈએ છીએ, બારેક વાગતાં પાછા આવીશું.

બાદશાહ: પેલો બ્રાહ્મણ હજી તૈયાર થયો કે નહિ, સરાવનારો? હમણાં સરાધિયાં આવવા માંડશે તે કોઈ પણ નદી કાંઠે કે દરિયાકાંઠે તીરથપર સારો તડાકો પડશે.

એક જણ: હજી બરાબર શલોકો ગોખાયા નથી.

બાદશાહ: વારૂ વારૂ, ચાલો બધા એકવાર સામટા બોલો વારાફરતી.

દે દાતાર દે દાતાર! અલ્લા હી દેગા!

બધા: દે દાતાર દે દાતાર! અલ્લાહી દેગા.

બાદશાહ: એ કોઈ સુરદાસને આપો મહારાજ!

બધા: એ કોઈ સુરદાસને આપો મહારાજ!

બાદશાહ: અહાલેક! બં ભોળાનાથ!

બધા: અહાલેક! બં ભોળાનાથ!

બાદશાહ: એ ગરીબ પર દયા કરો મા'રાજ, ભગવાન તમને ઘણું આલશે!

બધાઃ એ ગરીબ પર દયા કરો મા'રાજ, ભગવાન તમને ઘણું આલશે !

બાદશાહઃ ઠીક, હવે તમે બાઈઓ! જુઓ શીખી લ્યો. ચોમાસામાં રાવળિયા થઈ નીકળવાનું. તમારે માથે પાટલો, ઉપર જવારાની ટોપલી, અને આમ બોલવાનું. મારી પછી બોલજો તમેઃ

'મેહુલો વરસે વરસેને જાય રે,
દયાળુબાઈ ગરીબ ઉપર દયા કરો.
માતા રે, તું તો અંબા ભવાની મા,
અંબા ભવાની મા;
હું તો તારી સેવા કરેશ મૈયા લાલ.
માતા રે તું તો કાળી ભવાની મા;
હું તો તારી પૂજા કરેશ મૈયા લાલ.

[રાધા ને ચંગી તે પ્રમણે ગરબો કરી ગાય છે]

મોજીરામઃ વાહ વાહ.

બાદશાહઃ વારૂ જુઓ, તમે બધા બહાર બ્રાહ્મણ છો, મુસલમાન છો, ફકીર છો, સાધુ છો, ગાયન ગાનારા છો, પણ સાચા ભિખારી છો એ ભૂલતા નહિ. અંદર અંતરથી એક છો. આપણી સંસ્થા મોટી થતાં તમારામાંથી વગર ભણતરે ને વગર ડીગ્રીએ વૈદ્ય અને ડાક્ટર થતાં પણ શીખવીશ. માસ્તર થતાં શીખવીશ. રેસકોર્સ પર ઘોડા પારખવાની, રૂ બજારની, સોના ચાંદીની તેજીમંદી પારખવાની જ્યોતિષ વિદ્યા શીખવીશ. પણ હજી તે માટે આપણે વધારે પૈસાની જરૂર છે.

બે ત્રણ જણઃ વાહ વાહ! આપણો બાદશાહ! વાહ વાહ!

બાદશાહ: વારૂ જાઓ, વગર ટિકિટે રેલવેમાં મુસાફરી કરતાં શીખો, ભીખ માગો, શહેર બહાર જાઓ. ટીપ ઉઘરાવતાં શીખો. આ ચોપડીઓ વાંચો. ભજનસંગ્રહનો ઉપયોગ ભીખ માગવા માટે જ કરવાનો. સરકારી અદાલતોમાં જેમ જુબાની લેવાને ધરમનાં પુસ્તકો રાખવામાં આવે છે તેવી જ આ ભજનની ચોપડી સમજજો. એમાંના રામના ગુણગાન લોકોને છેતરવાને માટે છે એટલું જ યાદ રાખજો. જાઓ, સૂઈ જાઓ. રાતના જેઓ જવાના હોય તે તૈયાર થઈને જવા માંડો.

[ બધા વિખરાવા માંડે છે. ]

બે ત્રણ: વાહ બાદશાહ! વાહ. જીતે રહો બાદશાહ, અપના બાદશાહ!

[ જાય છે. ]

માધવ: બાદશાહ! ભીખ માગવાની કળા ઉપર તમે એક ચોપડી લખો તો?

બાદશાહ: એ પણ કરીશ. આજે નહિ, આજે લખીશ તો કોઈ એ ચોપડી ઉપર થૂંકશે પણ નહિ. એક વાર લખપતિ થવા દે. પછી આ જ વાતો પ્રગટ કરીશ અને મૂરખાઓ એ હોંસે હોંસે વાંચશે.

[ દરમિયાન અંદર ખૂણામાં એક જણ ગ્રામોફોન ઉપર રેકોર્ડ મૂકે છે. ભાંગેલી છે તે એક જ ચકરડું ફર્યા કરે છે, અને એક જ લીટી એમાંની બોલાયા કરે છે. ]

ગ્રામોફોન: ઓમ્ ગણેશાય નમઃ ઓમ્ ગણેશાય નમઃ ઓમ ગણેશાય નમઃ.........

બાદશાહ: આ શું? કોણે આ ભાંગેલી રેકોર્ડ મૂકી છે?

મોજીરામ: (બહાર આવી) અરે એ તો ગણેશનો જપ

થાય છે. એ ! જરા હમણાં બંધ કર હમણાં ! ( બીજો બંધ કરે છે ) બાદશાહ ! એક જણનો મેં જોષ જોયો એને ગ્રહ નડે છે, તેને સવાલાખ ગણેશનો જાપ કરવાનું કહ્યું. તે માટે વિધિના પંદર રૂપિયા. હવે હું એ સવાલાખ જાપ કર્યાં કરવા બેસું ?

બાદશાહ: તે ?

મોજીરામ: આખી રાત આ રેકોર્ડ ચાલશે. પાસે ઘીનો દીવો મૂકશું ને સવાલાખ જપ પૂરા થશે.

બાદશાહ–માધવ: ( હસે છે. ) બરાબર છે.

માધવ: વાહ મોજીરામ વાહ. એ પણ ઠીક, પણ દિવસના ચલાવોની, જ્યારે અહીં કોઈ નહિ હોય ત્યારે. અત્યારે એ ઓમ ગણેશ કોઈને ઊંઘવા નહિ દે.

મોજીરામ: અચ્છી બાત. ચાલો રહેવા દો. કાલે પૂરા કરશું.

[ જાય છે. ]

બાદશાહ: પેલો કોણ દોડતો દોડતો આવે છે ?

માધવ: આપણો જાસુસ છે.

બાદશાહ: તારી યે કળા અજબ છે. આખા ગામની વાતો તું મેળવી શકે છે. ( હસતાં હસતાં ) અરે, તારા જાસુસ મારી પછાડી પણ ખરા કે ?

માધવ: હોય પણ.

[એક માણસ દોડતો આવી રહે છે. બાદશાહને જોઇ ખંચાય છે.]

માધવ: ગભરા નહિ, બોલ, કહી શકે છે ?

માણસ: બહાર મહંતના બે માણસો વાતો કરતા હતા કે મહંત માધવનો ગમે તેમ કરીને પણ પત્તો મેળવશે. અને આટલામાં જ ક્યાંક રહે છે.

માધવ: વારૂ જા, ચાંપતી તપાસ રાખ. એવું લાગે તો બહારના દરવાજા બંધ કરી દેજે. અને અહીં ઘંટડી વગાડજે.

[ જાય છે. ]

બાદશાહઃ માધવ! તું જબરો છે. એ મહંત કેમ હજી તારી પાછળ લાગ્યો છે?

માધવઃ હજી એને ભય છે કે એના આશ્રમના હિસાબની પોલ હું કોઈ દિવસ બહાર લાવીશ.

બાદશાહઃ પણ એ તો તને ત્યાંથી કાઢી મૂક્યો પછી બધું પતી ગયું—એ કાગળિયાં તો ફાડી નંખાયા—તું જ કહેતો હતો ને?

માધવઃ હા, એ ખરૂં, પણ તે ઉપરાંત હું એક વસ્તુ જાણું છું, એની એને રોજની બીક છે.

બાદશાહઃ શું, મને નથી કહી તેં?

માધવઃ ના.

બાદશાહઃ તો કહે.

માધવઃ બાદશાહ જવા દો એ વાત; જાણવા જેવી નથી. તમારી આશા નાશ પામશે.

બાદશાહઃ માધવ! મને કહે.

માધવઃ કહું? લ્યો સાંભળો તો! નગરશેઠનો છોકરો શેઠનો નથી!

બાદશાહઃ ત્યારે કોનો?

માધવઃ મહંતનો છે. શેઠાણીને મહંત રોજ આશ્રમમાં મળતાં. શેઠને છોકરાં થતાં જ નહિ. અને મારી નજરમાં કેટલુંક બન્યું છે. જવાદો જવાદો એ વાત.

બાદશાહઃ પણ તું ચોક્કસ જાણે છે?

માધવઃ મારી પાસે સાબિતીઓ છે. એથી જ તો મહંત મારો જાન લેવા તૈયાર થયો છે.

બાદશાહઃ ઓ! ઓ! નગરશેઠનો છોકરો મહંતનો! ગોપી! ગોપી! ઓ ભગવાન!

[ ફસડાઇ પડે છે અને પડદો પડે છે. ]

# અંક બીજો

## દૃશ્ય ચોથું

[ભિખારીનું માળિયું ત્રીજા દૃશ્યનો જ દેખાવ. અંદરથી મંદ સંગીત ચાલે છે. શરૂઆતમાં અંધારૂં, પછી સ્હેજ ભૂખરૂં અજવાળું. બધા ઓઢીને સૂઈ રહ્યા છે. કાળા ઓળા જેવી બે ત્રણ આકૃતિઓ એ અર્ધા અંધારમાં ઊભી થઈ, બે ચાર ડગલાં ચાલી પાછી બધા સુતા છે તેમાં શમાઈ જાય છે. કંઈક વારે બાદશાહ એકાએક ચીસ પાડી બેઠો થઈ જાય છે. પછી ઊભો થઈ]

બાદશાહઃ જૂઠી વાત ! જૂઠી વાત મેં ખૂન નથી કર્યું. મારા ઉપર ખોટો આરોપ મૂકવામાં આવે છે. મેં ખૂન નથી કર્યું. ના, ના, ના...ના ના હડહડતું જુઠ્ઠુ. મેં ખૂન નથી કર્યું. સાવ જૂઠું—બધું જ ખોટું—ઓ ઓ...

[બધા ભિખારીઓ સુતા છે, તે ત્યાંથી જ ઊંઘમાં જ પણ ગુંગળાએલે અવાજે ધીમેથી બધા સાથે બોલતા હોય તેમ]

અવાજઃ ઘોંઘાટ નહિ, ઘોંઘાટ નહિ, પાગલ !

બાદશાહઃ હું, હું પાગલ નથી. રે હું પાગલ નથી લોકો મને અમસ્થો પાગલ કહે છે.

એક પહાડી અવાજ: સાચું બોલ, ગુન્હો કબૂલ કર.

બાદશાહ: મેં ખૂન નથી કર્યું. હું સાચું જ કહું છું. હું કહીશ કે મેં ખૂન નથી કર્યું તો યે તમે મને ફાંસીએ ચઢાવશો કે જેથી નિરાંત, ફેંસલો, બે કે ત્રણ મિનિટમાં શાંતિ. આ કંગાળ જીવનનો તરત અંત. તમે જેને સાચું કહો છો તેમ હું કબૂલ કરીશ કે મેં ખૂન કર્યું છે તો તમે મને ઓછી સજા કરશો—એટલે સાત વરસ–દેશનિકાલ–જિંદગી સુધી પથ્થર ભાંગવાના, ઘંટી દળવાની, દુ:ખ, દુ:ખ...પણ ના, ના, હું જૂઠું નહિ બોલું. મેં ખૂન નથી કર્યું.

સામટો અવાજ: ઘોંઘાટ નહિ, ગરબડ નહિ.

બાદશાહ: ઓ, ઓ...

એક અવાજ: તું કબૂલ કરે છે કે નહિ?

બાદશાહ: હું જૂઠું કબૂલ નહિ કરૂં. ના, ના મેં ખૂન નથી કર્યું.

[સામેથી વિચિત્ર જભ્ભામાં વિચિત્ર લાંબી ઊંચી ટોપીમાં દાઢી વાળો સ્હેજ ભયંકર દેખાતો પણ હસતો ધીમે ધીમે ચાલતો ભૂવો પ્રવેશ કરે છે.]

ભૂવો: (ખડખડાટ હસે છે) સો જા. સો જા.

બાદશાહ: (જોરથી ઉશ્કેરાઈને) ઓ ના ના ના ના. મને મારી નાખવામાં આવે છે–ના મારી પાસે જબરદસ્તીથી જૂઠું કબૂલ કરાવવામાં આવે છે. ઓ ઓ ન્યાય! ધરમ! સચ્ચાઈ! નીતિ!

[દરમિયાન ભૂવો ખડખડાટ હસ્યે જ જાય છે.]

ઓ દુનિયાનું શું થવા બેઠું છે!

ભૂવો: સો જા! સો જા!

બાદશાહ: ઓ મારા પર ભુરકી નાખવામાં આવે છે. મારા પર તાંત્રિક વિદ્યા અજમાવવામાં આવે છે. ના, ના, ના હું નહિ સૂઈ જાઉં. ઓ ઓ બંધ કરો, બંધ કરો, અન્યાય! હડહડતો અન્યાય! ઓ, ઓ...

[ નરમ પડતો થતો સુઈ જાય છે ]

ભૂવો ( જોરથી ): સો જા! સો જા! હી હી હી કૈસા સો ગયા! હી હી...અબ બોલ તૂને તેરી ઓરત કા ખૂન કિયા કિ નહિ? બોલ, ખડે હો જા. સબ કહ દે.

બાદશાહ: (ઊભો થઈ, બધું બોલતાં બોલતાં અભિનયથી કરી બતાવે છે) ઓ! મારી બાયડી! મોતન! આ ઊભી. મોતન મારી વહુ. મારે વહુ કેવી? અમારે ભિખારીઓને લગન કેવાં?...હું અને મોતન સાથે રહેતાં હતાં. હું ભીખ માગી લાવતો, મોતન પણ ભીખ માગી લાવતી. કોઈ દિવસ અમે સાથે જતાં, કોઈ દિવસ છુટાં છુટાં જતાં.

ભૂવો: પછી? પછી?

બાદશાહ: મોતન સગર્ભા હતી. જવાયું ત્યાં સુધી એ જ ગઈ, પછી તો એ અહીં પડી રહેતી. એનામાં ઊભા થવાની શક્તિ નહોતી. હું જતો.. ભીખ માગવા ... દો, દો ગરીબને કોઈ દો. એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ. કંઈ ન મળ્યું. તે દિવસે હું બહુ ભટક્યો. કંઈ ન મળ્યું. પાછો.. લોથપોથ થઇ.. પાછો ફરું છું તો મોતન પાસે એક બાળક પડેલું. ઓ, એ દેખાવ! આ મોતન! આ બાળક! ચાંથરેહાલ, ભૂખ્યાં, એકલાં, ઓ અમે ભૂખે ટળવળતાં! મેં ચોરી કરવા ફાંફાં માર્યાં પણ કંઈ ન વળ્યું.

બાદશાહ: જૂઠ—હડહડતું જૂઠાણું, મને ભુરકી નાખવામાં આવી હતી. મને મારી નાખો—મને છોડી દો .. (જોરથી) મેં ખૂન નથી કર્યું. મેં ખૂન નથી કર્યું.

બધા અવાજ: ઘોંઘાટ નહિ. અવાજ નહિ.

બાદશાહ: ઓ. . ઓ મેં ખૂન નથી કર્યું. ઓ ભગવાન! ઓ ભગવાન!

[પાછો પડે છે, અને બધું પળવાર શાંત રહે છે. પરોઢના રાગમાં સંગીત વાગવા માંડે છે. ધીમે ધીમે વધારે અજવાળું થતું જાય છે. માધવ જાગે છે. બગાસું ખાઇ ઊભો થાય છે અને ટેબલ આગળ જઈ ઉભો રહે છે. એટલામાં બાદશાહ એકાએક ઝબકીને જાગે છે. અને ચીસ પાડે છે.]

ભૂવો: પછી, પછી? જલ્દી જલ્દી ...

બાદશાહ: પછી તો એ મારાથી નહિ દેખ્યું ગયું. ઓ એનું ગળું તરસે સુકાતું. બાળક રડતું. આની સંભાળ રાખજો એટલું બોલીને એ વહી ગઈ. હું એને આમ બાઝી પડયો. ઓ રે ... ઓ ભગવાન! એ તો મુડદું હતું ... હું એ શબને કયાં બાળું? મારી પાસે ફૂટી પૈયે નહોતી, મેં એને આમ ઊંચકી. ઓ કેટલી ભારે લાગતી હતી એ? દશ ડગલાં બહાર જઈ કૂવામાં પધરાવી, . ધબાક! ઓ ધબાક! એ ધબાકો હજી કાનમાં સણુકા નાખે છે. ને, ને...ને... પેલું બાળક.. ઓ ઓ મને ન પૂછો, એ બધું ન પૂછો ...

ભૂવો: સો જા!

[બાદશાહ સૂઈ જાય છે. ભૂવો ધીમે રહીને એને જાગૃત કરે છે જો ખડખડ હસતો ચાલ્યો જાય છે.]

ના, ના, મેં ખૂન નથી કર્યું—ઓ–ઓ...

માધવ: શું છે? બાદશાહ શું છે...

બાદશાહ: (માધવને બાઝી પડી): માધવ!

માધવ: બાદશાહ! કેમ આટલી ગભરામણ—શું છે? શું છે?

બાદશાહ: ઓ! હેં, માધવ! માધવ! હું ક્યાં છું? મેં ખૂન નથી કર્યું.

[લોચને, ટેબલને બધી વસ્તુઓને હાથ લગાડી જુએ છે. બધા જાગી જાય છે. અને મૂગા મૂગા જોયા કરે છે. પછી જ્યાં ખૂનો ઉભો હતો ત્યાં જઇ તે જગ્યાએ લાતો મારે છે. કંઈ નહિ જણાતાં પાછા આવી.]

ઓ ઓ એ સ્વપ્નું હતું (ખડખડાટ હસે છે) ઓ કેવી મૂંતાવળ હતી? માધવ! માધવ! ઓ હો...

પીરશાહ: (આંખો ચોળતો) ખ્વાબ આયા ક્યા?

બાદશાહ: હારે, અજબ ભયંકર સ્વપ્નું! હાશ! માધવ! પાણી મંગાવ—ચા મગાવ.

પીરશાહ: મુઝે ભી આજ સપના આયા વહે ક્યા ગાતે થે? ' જગત સબ રૈન કા સપના . . .

[બધા જાગે છે. ઉઠે છે, કોઈ મોં ધોવા જાય છે, આવ જાવ ચાલે છે.]

બાદશાહ: અરે ઠીક. કાંઈ અચ્છા ભજન ગાઓ. સુરદાસ! જાગ્યા કે નહિ? એક સરસ સંભળાવો.

[સુરદાસ ભજન જમાવે છે. બધા સાંભળવા બેસે છે.] જેને આવડે છે તે પહેલી લીટી ગાવામાં ઉપાડી પણ લે છે.

(ભૈરવ)

એ.. જાગીએ વ્રિજરાજ કુંવર નંદકે દુલારે.
નંદકે દુલારે લાલ, યશોદા કે પ્યારે.
ચિડિયાંકી ચરચરાટ હુઈ સ્વપ્ન લગે તારે,
ચન્દ્રકલા હીન ભઇ, રવિ કે ઉજારે.

જમુનામેં ગેંદ ગીરી ગ્વાલ બાલ હારે,
સુરદાસ શરમ શ્યામ લીજીથી હમારે.

મોજીરામ: વાહવાહ! જાણે આપણા સુરદાસે જ બનાવ્યું! કૈસા અચ્છા ભજન! કૈસા અચ્છા! ચલો બે ચલો, અચ્છા ચા પીવે.

[બધા અંદર જાય છે માધવ અને બાદશાહ ચા પીવા એકલા બેસે છે.]

માધવ: બહુ ભયંકર સ્વપ્નું હતું?

બાદશાહ: હા, માધવ! હું ગભરાઈ જ ગયો હતો. એવો હું કદી ગભરાયો નથી. હં ઠીક.. જવા દે એ વાત, કોઈ દિવસ કહીશ.

માધવ: લ્યો ચા પીઓ,સ્વસ્થ થાઓ.

બાદશાહ: હું રાતે અહીં જ સૂઈ રહ્યો નહિ? હા, હા.

માધવ: ચિંતા નહિ, મેં તમારા ફ્લૅટપર કહાવી દીધું હતું.

બાદશાહ: ગોપી હતી ત્યાં?

માધવ: ના.

બાદશાહ: તું ખરો કાળજી વાળો છે. માધવ! ઠીક, આપણે લગ્નની તૈયારી કરવાની જ છે.

માધવ: એમ? અંતે નક્કી કર્યું તમે?

બાદશાહ: હા. મેં ખૂબ વિચાર કરી જોયો. આજથી આઠમે દિવસે લગ્ન. ભીખ માળિયામાં આજથી જલસા શરૂ કરી દો. રોજ આનંદ, રોજ રોશની!

માધવ: પણ તમારો બેવડો વેશ અહીં જાહેર કરવો છે?

બાદશાહ: હા, શા માટે નહિ? હેં? ના, ના, રહેવા દો! લગ્ન પછી આઠ દિવસે.

માધવ: બાદશાહ, ભૂલ કરો છો! એમ જાહેર થયું કે એ ભિખારીની છોકરી છે તો વહુને સતાવાશે. આ હિંદુસ્તાન દેશ છે. એને હેરાન કરશે. મેણાં મારશે. દુઃખી કરશે.

બાદશાહ: પાગલ છે તું પાગલ! ગોપીને તું ઓળખતો નથી. એ માથાની ફરેલી છે. ભણેલી છે. બધાને ઠેકાણે લાવે એવી

માધવ: બાદશાહ! ભલભલા ખાનદાન, ભણેલા, અને પૈસાદાર કુટુંબમાં વર–સસરાઓ અને સાસુ–નણંદો વહુઓનાં લોહી ચૂસવામાં હજી આજે પણ બાકી નથી રાખતાં, એ।। દાખલા કેટલા ગણાવું?

બાદશાહ: ગોપીને એવું કંઈ કરી શકે એમ નથી. એ બધાનું માથું ભાંગે એવી છોકરી છે. એ સ્વતંત્ર સ્વભાવની છે, તું હજી ગોપીને પૂરી ઓળખતો નથી.

માધવ: હશે, ચાલો, સારી વાત છે. ક્યારે લગ્ન છે?

બાદશાહ: આઠ દિવસ રહીને. તું બૅંકમાંથી કાલે થોડી કેશ લઈ આવજે, અને ઑફિસના બેલેન્સમાં રાખજે.

માધવ: ત્યારે લગ્ન પછી આ માળિયાનું સત્યાનાશ કે?

બાદશાહ: ના, ચલાવશું ચાલશે તો; નહિતો બંધ કરશું. કેમ તારો શો વિચાર?

માધવ: મારે તો ચલાવવું છે, તમારે લગ્નનો હેતુ સર્યો–દીકરી ઠેકાણે પડી કે બસ; ના માળિયું ચાલશે, તમે નહિ. શીખવશો તો હું ચલાવીશ. ભીખ માગતાં શીખવવું બહુ અઘરૂં નહિ પડે.

બાદશાહ: પણ આમને આમ ચલાવીને તારે શું કરવું છે?

માધવ: તમારા આદર્શો સિદ્ધ કરવા છે. એ ઉપરાંત અમે

પણ સ્વપ્નાં સેવ્યાં છે. આને સુંદર સ્વતંત્ર લોકોપયોગી સંસ્થા બનાવવી છે. કેમ થાય છે તે જોઈ શું.

બાદશાહ: વારુ વારુ, ચલાવ્યા કરજો. હું ક્યાં ના કહું છું. પણ હમણાં એનું શું છે?

માધવ: હાં, રાત્રે તો તિલકકુમારની વાત જાણી ડઘાઈ ગયા હતા!

બાદશાહ: મેં એ સંબંધી ખૂબ વિચાર કર્યો. હોય, આપણે શું? દુનિયા જાણે છે કે એ છે નગરશેઠનો દીકરો. બસ છે. અને મહંતનો દીકરો હોય તો યે શું? છે તો શેઠાણીના પેટનો ને? બસ છે. મોભાદાર, દયાળુ, પરોપકારી, સંસ્કારી, ખાનદાન, બુદ્ધિશાળી કુટુંબના દીકરા સાથે એક પાગલ રખડતા ભિખારીની છોકરી પરણશે. બસ, બધા જખ મારે છે. કોઈક નાકનાં ટીચકાંઓ ચઢી જતાં મચકાઈ જશે, સમજ્યો?

માધવ: ચાલો જોઈશું. જેવી ભગવાનની મરજી.

બાદશાહ: જો પાછો તું—ભગવાન! તારા ભેજામાંથી એ ભૂંસાયો નથી હજી. ભગવાનની મરજી નહિ, મારી, મારી મરજી. બાદશાહ ભિખારીની મરજી. ભિખારીને ભગવાન કેવો? હીહીહી . . . . ભગવાન!

માધવ: ભગવાનમાં શ્રદ્ધા છે, તો આટલા પૈસા મળે છે.

બાદશાહ: મૂરખા! પૈસાદારોને ભગવાનમાં શ્રદ્ધા છે એટલે ભિખારીને આટલા પૈસા મળે છે. આપણે નથી મંદિર કે મસ્જિદ, નથી કરતા પાઠપૂજા કે સેવા ઓચ્છવ; ફક્ત સખીદાતારની જે ધરમમાં શ્રદ્ધા તે પ્રમાણે આપણે ઈશ્વરને ઊભો કરીએ છીએ.

માધવ: ત્યારે તમે કેવળ નાસ્તિક છો?

બાદશાહ: ના, ના, આસ્તિક. મને મારામાં શ્રદ્ધા છે.

પુરુષાર્થમાં શ્રદ્ધા છે. માધવ! તું બાળક છે. તને શું કહું?. ભૂતકાળનો ભયંકર ચોપડો—એ પાનાં કયાં ઉથલાવું? ગોપી–ગોપીનો બાપ હું, એની મા હું, ગોપીનો ઉછેર, એને આટ-આટલી મોટી કરતાં પડેલી મુસીબતો, જહેમતો, અડચણો, વર્ષો સુધી લોકોએ દીધેલા ડા'મ, હૈયે ઊંડા કરેલા તીણા ઘા, પણ એ બધી વાતો કર્યે શું? તો યે એટલું કહું છું કે બધી મુશ્કેલીઓ સામે મારા પોતામાં વિશ્વાસને બળે આટલે સુધી આવ્યો છું.

માધવઃ આટલા આત્મવિશ્વાસથી હજી બીજું યે સુંદર કામ થઈ શકત આ. .

બાદશાહઃ બીજું? આનાથી બીજું સુંદર શું? બીજું દુનિયાએ કરવા જ નથી દીધું. છતે સંસ્કારે ગરીબીના ખાડામાં પડેલાને ઊંચે આવતાં શી શી વેઠવી પડે છે એની તને શી ખબર?

માધવઃ ભલા ભલા આવ્યા છે- અને આવે છે.

બાદશાહઃ હા; અનીતિથી, આડે રસ્તે, ચોટ્ટાઈથી. એ જ તારા ભગવાનને છેતરી છેતરીને, *એવી ચોરી કરતાં મારો રસ્તો સીધો છે. જો સાંભળ! તું જાણે છે કે મેં ઓછું નથી વાંચ્યું. આપણી એક્ષપોર્ટ ઈમ્પોર્ટની ઑફિસ ચલાવતાં આ દુનિયાના લોક તને કેવા લાગ્યા? પ્રતિષ્ઠિત, પણ નર્યા જૂઠા, દંભી, કૂવાના દેડકા જેવા. જેમ મોટો તેમ મોટા કૂવાનો દેડકો, પણ અંતે કોઈ જૈન, કોઈ વૈષ્ણવ, કોઈ શૈવ, કોઈ માતાનો ભગત, કોઈ ઈસાઈ, કોઈ મુસલમાન. આપણે મન, જૈનનો અપાસરો,

* ભજવતી વખતે કૂદડી વચ્ચેનો યોગ્ય લાગે તો ભાગ કાપી નાખવો.

વૈષ્ણવ મંદિર મસ્જિદનો ઓટલો કે મહાદેવનો ચબૂતરો બધા સરખા. સરખા માનીએ છીએ તો તારા ભગવાને બરકત આપી છે. આ પૈસાદારોએ ભગવાનને લાલચુ બનાવ્યો છે. અન્યાયી બનાવ્યો છે, વેરઝેરનો, ટંટાફિસાદનો, કજિયા કંકાસ-નો, ખૂનામરકીનો, કુસંપ અજંપનો ઉત્પાદક બનાવ્યો છે. માધવ! વિચાર કર પેલા મંદિરનો પૂજારી બ્રાહ્મણ ઉચ્ચ, સંસ્કારી, પુણ્યશાલી, દેવને ધરાવેલા પૈસા હજમ કરે! મંદિરની કોતરકામની બેનમૂન પૂતળીઓને મુસલમાન દલાલોને વેચે, પરદેશીઓને વેચે! એ ચોર નહિ? એ ભિખારી નહિ? તારો ભગવાન એને પણ આપે છે, આપણને પણ આપે છે. ભગવાન! મારું ચાલે તો મંદિરે મંદિર તોડી પાડું અને એને નામે એકઠા થયેલા ખજાના વાપરીને નિશાળો ખોલાવું.*

માધવઃ માણસના પુરુષાર્થને પણ હદ હોય છે. દૈવ, વિધિ—

બાદશાહઃ દૈવ, વિધિ, ફરીથી એ શબ્દો મારી આગળ બોલતો નહિ. દૈવ, વિધિ રહેવા દે બાયલાઓને માટે. હું તો છું પુરુષ, પૌરુષનો પૂજારી, પૌરુષ મારો દેવ, પૌરુષ મારી શ્રદ્ધા, પૌરુષ મારી શક્તિ.

માધવઃ મનુષ્યના જીવનને ચઢતીપડતીના વાયરામાં રગદોળાતાં ક્યારેક લાગે કે પૌરુષ જીતે છે, ક્યારેક લાગે કે વિધિ જીતે છે, પણ—

બાદશાહઃ ભૂલ છે. આત્મશ્રદ્ધામાં જેટલી ખામી, એટલો પુરુષાર્થનો પરાજય. ના, ના, માધવ! મારે નથી સમજવી તારી વાત. મને એ શબ્દોથી બીવડાવ નહિ. હું મારું ધાર્યું કરીશ જ.

માધવઃ કરજો. પણ તમારી એક નજીવી મહત્ત્વાકાંક્ષા

પૂર્ણ કરવા ગોપીની ઇચ્છા વિરુદ્ધ તમે એને પરણાવો છો.

બાદશાહ: કોણે કહ્યું ગોપીની ઇચ્છા નથી?

માધવ: ગોપીને તિલકકુમાર માટે લાગણી નથી.

બાદશાહ: એ હું જાણું છું. પણ જો આ કંઈ લાગણીનાં લગ્ન નથી. આપણે ત્યાં કેટલાં લગ્ન લાગણીનાં થાય છે તે કહેને?

માધવ: પણ એથી તમારા નજીવા સંતોષ માટે ગોપીનો ભોગ નહિ લો. કુદરત તમને નહિ છોડે.

બાદશાહ: શીદને શબ્દરમત કરે છે મારી સાથે? તારા ભગવાન ઉપરથી દૈવ, વિધિ અને હવે કુદરત પર આવ્યો. માધવ! તું આજે વિચિત્ર રીતે બોલતો જણાય છે.

માધવ: બાદશાહ! તમને વિચિત્ર લાગશે—લાગતું હશે. પણ...પણ...ઓ આ શું?

[ વચ્ચે ચંગી નાચતી અને આસપાસ ઢોલક સાથે વગાડતાં ગાતાં ભિખારીઓમાંથી પાંચ સાતનું ટોળું ખુશાલીમાં કૂદતું દાખલ થાય છે.]

ગવાડનાર:

મને ચાકર રાખોજી, અરે મને ચાકર રાખોજી.

[ગાઈ રહે છે એટલે બધા ખુશાલીના પોકારો કરે છે.]

માધવ: પણ આ છે શું આટલું બધું?

મોજીરામ: લગન! લગન (લટકા કરતો)

અમે લગને લગને કુંવારા લાલ!

તનમન મચકો કારેલી.

બીજો: હીંગે વઘારેલી.

બાદશાહ: કોનાં લગન-કોના લગનની વાતો કહો છો?

પીરશાહ: અરે વહ રાધાકે; અડબંગાકી સાથ!

માધવ: ક્યારે ?

મોજીરામ: અરે કાલે જ. ધરમના કામમાં ઢીલ કેવી ?

માધવ: પણ તેમાં આ આજથી વરઘોડો શાનો કાઢ્યો છે

બબ્બુ: એ તો ચા પીતાં બંનેએ જાહેર કર્યું. અત્યાર સુધી શરમાતાં હતાં.

બાદશાહ: ઠીક, આજે ઉજાણી રાખો ત્યારે, કાલે જમણ. માધવ! દરેકને આજે અને કાલે છૂટી બધા અહીં રહો, મજા કરો.

બે ત્રણ જણ: ના, ના, બાદશાહ, થોડો વખત જઈ આવશું. આખો દિવસ અહીં શું કરીએ ?

બાદશાહ: ત્યારે આજ અને કાલની કમાણી સીનેમામાં, ફરવામાં...એ પીરશાહ! તમને અફીણ જોઈએ તો અફીણ ખાવામાં......

પીરશાહ: ના, ના, બાદશાહ, ના.

બાદશાહ: વારૂ, ચલાવો જોઈએ પેલું તમારૂં.

બધા: અમને ચાકરે રાખોજી!

[બધા ઊભા થાય છે, નાચવા માંડે છે થોડુંક ગવાય છે અને પડદો પડે છે]

પડદો

## દૃશ્ય પાંચમું

### બૅંકની બહારનો રસ્તો

[ભરથરીના વેષમાં રાવણ હથ્થો વગાડતો ભિખારી પ્રવેશે છે. આખું ગીત ભજવતી વખતે ગાવાની જરૂર નથી. જેવા સંજોગો]

ભરથરી: (ગીત)

જેસલ કરી લે વિચાર, માથે જમ કેરો માર,
સ્વપ્ના જેવો આ સંસાર, તોરલ રાણી કરે છે પોકાર.
એ ચાંદા સૂરજનો ઉજાશ, નવલખ તારા એની પાસ
હીરા એરણમાં ઓરાય માથે ઘણ કેરા ઘાય,
એ ભેદુ વિના ભેળા ન થાય, એ તો અધુરિયા કહેવાય
સતની માંડવા બંધાય. પ્રેમના પડદા રચાય
અરે આવો જેસલરાય, સતી તોરલ આ ગાય રે
એ જેસલ કરી લે વિચાર માથે.

[માધવ પ્રવેશે છે.]

માધવ: એ શું રસ્તો રોકી ઊભો છે, હઠ વચ્ચેથી!

ભરથરી: અરે બાપજી! ગરીબ પર દયા કરો—કંઈક શેઠિયા ગયા અને આવ્યા, પણ કોઈએ પાઈ ન આલી!

માધવ: તે પાઈ કંઈ તને આલવાની હોય, એતો અહીં બૅંકમાં જમે મૂકવાની હોય. જો નગરશેઠ આવે એની પાસે માંગ.

[નગરશેઠ આવે છે.]

ભરથરી: ઓ રે રાજા રે તારા દુખડા...

નગરશેઠ: હઠ હઠ, બળ્યા, બૅંકમાં જઈએ ત્યાં પણ હેરાનગતિ; બધે જ ભિખારી! ખૂણેખાંચરે ભિખારી—આખો દેશ ભિખારી!

માધવ: અરે શેઠ, પૈસો આપતા જાઓની!

નગરશેઠ: તે તમે આપોની—તમે આપોની, મને કહો છો તે તમે આપોની! પૈસો આપો! કોને? આને? છટ! ચલ હઠ! મને તો બૅંકમાં કેટલું કામ છે.

નવો ભિખારી: અરે શેઠ! ત્રણ દિવસથી ભૂખ્યો છું. એક પૈસો . .

નગરશેઠ: હેં? કોણ, આ તો મારો નોકર! તે સાલા તું ભીખ માગવાનો ધંધો કરે છે? જા, જા, ધૂળ પડી.

નવો ભિખારી: અરે શેઠ! મજૂરી શોધતો ઘરઘર રવડ્યો, પણ કોઈ પેટગુજારા પૂરતી મજૂરી પણ આપતું નથી.

નગરશેઠ: હા હા, તે કોણ આપે, તારા જેવા બોઘાને કોણ નોકરીએ રાખે?

નવો ભિખારી: અરે શેઠ, કહો તે કામ કરવા હું તૈયાર છું! પણ શેઠ! ખાવા પૂરતું . . . . .

નગરશેઠ: હવે જા, જા! તારી સાથે ક્યાં માથાફોડ કરીએ! મારે તો કામ છે.

[ઉતાવળે જાય છે.]

માધવ: હું રોટલો આપું તને; અમારી સાથે આવે તો.

નવો ભિખારી: શું કામ કરવાનું બાપજી?

માધવ: કંઈ કામ કરવાનું નહિ. ભીખ જ માગવાની. બોલ!

નવો ભિખારી: હા હા, મને હમણાં જ કોકે કહ્યું. તમે તે ટોળીમાંના છો?

માધવઃ ટોળી કે નહિ ટોળી. તેનું તને શું કામ છે. તને રોટલો મળે એવું કરી આપું છું, પછી કંઈ?

નવો ભિખારીઃ ના, બાપજી ના. એમ મારે અધરમનો રોટલો નહિ જોઈએ. ભૂખે મરીશ, પણ છુપીછપની ભાગીદારી નહિ થાય. ભગવાન અમને પૂછે. ના બાપજી, ના.

માધવઃ અરે મૂરખા! પણ એમાં કશી જ મહેનત નથી. નાહકનો શેનો ગભરાય છે.

નવો ભિખારીઃ અરે નારે બાપજી! એવું કંઈ હું ના સમજું. હશે, નસીબમાં હશે તે થશે. મારી દયા કરો તો એક પૈસો આલો.

માધવઃ (ચાર પાંચ રૂપિયા કાઢી) લે . . .

નવો ભિખારીઃ અરે નારે બાપજી! રૂપિયા? પોલિસ દાદા મને પકડે. મને ચોર ઠેરાવે. નારે બાપજી, ના!

માધવઃ અરે જા, જા. હવે કોઈ પૂછે તો મારી પાસે આવજે. આ બૅંકમાં હું રોજ આવું છું, જા.

[અંદરથી રીંછ લઈને એક ઉસ્તાદ આવે છે.]

ઉસ્તાદઃ અરે પેલા સાથે ક્યાં અફળાયા તમે? એ તો ખરેખર કોઈ બડો ભલો આદમી છે.

માધવઃ હા, મને યે થયું. કેમ, તને મળ્યો લાગે છે!

ઉસ્તાદઃ અરે બિચારાને કેટલો સમજાવ્યો, પણ જીદ્દી માને જ નહિ. ભલો અને ભોળો. જરાજરામાં બીકથી ધ્રૂજી ઊઠે છે; ભગવાનનો માણસ છે બિચારો – રવડી મરશે.

માધવઃ તેથી જ તો આવા હાલ થાય છે. પેલા કમબખ્ત શેઠે એના હાલહવાલ કરી નાખ્યા લાગે છે.

ઉસ્તાદઃ અરે હારે, એ મને બધું કહી ગયો ને! પણ હવે એનું કોઈ નહિ. આવા ભિખારીઓનું શું કરવું?

માધવઃ બને તો સમજાવવા, નહિ તો પછી અલ્લાહને આશરે. લે ચાલ, આ બાજુ લોકો આવતા લાગે છે. ચલાવ તારો ખેલ.

ઉસ્તાદઃ ચલ આવ બચ્ચા! આજે તારૂં તકદીર કેવું ચાલે છે તે જોઈએ. બેંકને દરવાજે જ અડ્ડો જમાવીએ.

[ લૂગડું જ પાથરે છે, બેસવાની તજવીજ કરે છે. ]

માધવઃ એઈ! અહીં બેસે છે તે પોલિસ ઉઠાડશે.

ઉસ્તાદઃ અરે ઉઠાડ્યાં ઉઠાડ્યાં, પોલિસથી કોણ બીએ છે?

માધવઃ તે આ રીંછ ક્યાંનું – આફ્રિકાનું કે અરબસ્તાનનું?

ઉસ્તાદઃ અરે શેઠ, હિંદુસ્તાનનું. અસલ રીંછ નથી પણ રીંછ કરતાં પણ ભારી ખેલ કરે છે. જુઓ તો ખરા. અરે મિઆં! ઓ મિઆં જબ્બે! એઈ જબ્બેખાન!

[ માણસ રીંછ ડોકું ધુણાવે છે. ]

એમ? જોયો અમારો મિયો. એમ ખાન કહીએ નહિ ત્યાં સુધી જવાબ નહિ આપે.

માધવઃ જોઉં, કંઈ ખેલ તો કરી બતાવ.

ઉસ્તાદઃ અરે હમણાં કરશે. એ તો કથકલી નાચ પણ કરી બતાવશે.

માધવઃ કથકલી! તે ક્યાં શીખવા ગયો હતો?

ઉસ્તાદઃ અરે જોજો તો ખરા સાહેબ! હમણાં નાચશે. એ કંઈ જેવુંતેવું રીંછ નહિ સમજતા. એઈ ભરથરી! ઓ રાજા ભરથરી! ત્યાં શું વગાડ્યા કરે છે એકલો એકલો? આવ,

અહીં વગાડ; મારો રીંછ નાચશે. તેની સાથે બે પૈસા મળે તો એક તું યે લેજે ભાઈ!

માધવ: હા હા એ ઠીક છે.

[તિલકકુમાર અને ગોપી આવે છે.]

ઉસ્તાદ: એઈ ઊઠો મિયાં જબ્બેખાન! ચલો જરા નાચ કરી બતાવો. શેઠિયા લોકો આવ્યા છે.

[તિલકકુમાર અને ગોપી ઊભાં રહે છે. ગોપી અને માધવ એકબીજા સામું જુએ છે પણ જાણી જોઈને ઓળખતાં નથી એમ બતાવે છે.]

અમારો મિંયો તો અસલ લશ્કરી છે. કેટલા જંગ જીતી આવ્યો છે. હવે નાચવા નીકળ્યો. ચલ, આજા બેટા! પહેલાં કુસ્તી કરવી છે? તો ઊભો રહે; હું પટો બાંધી દઉં.

[પોતાને શરીરે એ પટો બાંધવા માંડે છે.]

તિલકકુમાર: ચલ ગોપી! પછી ચેક નહિ વટાવાશે. એમાં શું જોવું હતું?

ગોપી: જાઓ તમે, હું તો નાચ જોતી ઊભી છું.

તિલકકુમાર: આવામાં તે શું જોવાનું હશે?

ગોપી: ત્યાં હવા ખાવી એના કરતાં અહીં શું ખોટું છે? જઈ આવો જાઓ.

[તિલક જાય છે. ગોપી ઊભી રહે છે.]

ઉસ્તાદ: વગાડો ભરથરી! થવાદો કોઈ ઉસ્તાદી. વાહાવાહ! ચલો મિયાં જબ્બે! પેલા ભીમનું ગદાયુદ્ધ નાચી બતાવો.

[રીંછ ગદા ફેરવતો, ગોળગોળ ફરતો કથકલી શૈલીમાં હાથના અભિનય કરતો નાચે છે. ઉસ્તાદ હાથમાંનું ડમરૂ વગાડે છે. ભરથરી નાનો છનછનિયા રાવણહથ્થો વગાડે છે. બે ત્રણ જણ રસ્તે જતાં અમસ્થા આવી ઊભા રહે છે.]

વાહવાહ!

ભીમસેન તો ગદા ઝાલીને રણે ચઢયા નિરધાર,
આવ દુર્યોધન મારી સામે, કરૂં ગદાથી ઠાર.
આંખ ચઢાવી કોપે ચઢીઓ, ભીમસેન તો શૂરો,
મલ્લ યુદ્ધમાં સૌ થકી એ સર્વ વાતમાં પૂરો.
હુંકાર કરીને ગદા ધરીને દુર્યોધનને મારી,
ધડાક દઈને દુર્યોધનની ભોંય કીધી પથારી.

[ શીંછ હુંકાર કરે છે. ]

વાહવાહ! અરે વાહ તારા ચાળા. ખરો મિયો જબ્બે ખાન!—ચાલો શેઠ! પેટને ખાતર! ખુદાને ખાતર! ગરીબ પર દયા કરો.

[ માધવ આનો આપે છે. તરત ગોપી પણ આપે છે, બીજા પણ યથાશક્તિ આપે છે અને ચાલવા માંડે છે.]

ઉસ્તાદઃ (જતાં જતાં) આજે કંઈ બહુ કમાણી ન થઈ. હશે ચાલો ભરથરી! બીજે ક્યાંક જમાવીએ.

[ બધું આટોપી ચાલવા માંડે છે. ]

શેઠ, આટલી તમે ભલી મહેરબાની કરી!

માધવઃ હવે જા જા! બહુ લાલ્રરી ના કર.

[ જાય છે. ]

ગોપીઃ માધવ! આ તો ઓલામાંથી ચૂલામાં જ ને?

માધવઃ શું, આ પૈસા આપ્યા તે?

ગોપીઃ હાસ્તો, મેં મારા બાપને આપ્યા, અને તમે તમારા શેઠને આપ્યા!

માધવઃ શું કરીએ. બધા ઢોંગ કરવા પડે.

ગોપીઃ પણ બંને જબરા, જાણે તમને ઓળખતા જ નથી.

માધવઃ એ જ તો કેળવણીના પ્રતાપ છે. તમે પણ એમ જ કર્યું ને?

ગોપીઃ હશે; જુઓ! તિલકકુમાર ચેક વટાવવા ગયા છે, તે પહેલાં આપણે અહીં વાતો કરી લઈએ.

માધવઃ મારે પણ ચેક તો વટાવવો છે. હશે; બોલો, ક્યારે પરણો છો?

ગોપીઃ માધવ! મશ્કરી રહેવા દો. જુઓ કાલ મેં કહ્યું તે કોઈને કહેતા નહિ. આ તો તદ્દન મૂરખો છે. પૈસાદારનો દીકરો એટલું જ, પણ અક્કલ કોડીની નથી.

માધવઃ હું તો સમજ્યો કે તમે એના પ્રેમમાં હશો!

ગોપીઃ અમે ખૂબ ભણેલાં એમ પુરુષ મળતાં તરત પ્રેમમાં નથી પડી જતાં, સમજ્યા? વારૂ, માધવ! મને હવે તમારા માળિયામાં ક્યારે લઈ જાઓ છો?

માધવઃ તમે કહો ત્યારે!

ગોપીઃ તો આજે જ. પપ્પા આજે રાતે ત્યાં નથી રહેવાના ને?

માધવઃ ધારતો નથી. અને રહે તોયે શું? હું તમને સિફ્તથી સંતાડી શકું છું.

ગોપીઃ હું જાણું છું એ તમારી આવડત, માધવ! તમારી વ્યવસ્થાને તો ધન્ય છે! અને તમારૂં જાસુસી ખાતું તો છક્ક કરી નાખે એવું છે.

માધવઃ હશે. બીજી કંઈ વાત કરો ને?

ગોપીઃ બીજું શું? એ જ, મારે તમારૂં એ માળિયું જોવું છે. હું ક્યારની અકળાઈ ગઈ છું. પપ્પાની બધી વાતો મારે જાણવી છે. તમારી મદદ વિના એમ થવું અશક્ય છે.

માધવ: એમાં મદદ શેની? તમારો હક્ક છે, અને તમે જાણો. મને પણ તમારી મદદની જરૂર પડે તો આપો ખરાંને?

ગોપી: જરૂર, વચન; પણ તમને મારી મદદની શી જરૂર પડે?

માધવ: કહીશ, વખત આવે. મારી એક જ ઉમેદ છે, કે આ માળિયું બંધ નથી થવા દેવું. આ બહારની ઑફિસ અને અંદરનો વહીવટ બે જુદાં નથી રાખવાં. મારે–મારે એ સંસ્થાને તદ્દન નવું જ સ્વરૂપ આપવું છે. નવો જ પ્રયોગ કરવો છે.

ગોપી: કેવો?

માધવ: એ હું અત્યારે નહિ કહું—કહીશ. પણ. . . ગોપી!

ગોપી: શું માધવ! શું? મારામાં શ્રદ્ધા નથી પડતી ખરું? ગઈ કાલે આટલી વાત કરી છતાં શ્રદ્ધા નથી પડતી? માધવ! વધારે શું કહું તમને? પણ માધવ! માધવ! એટલી—

માધવ: (ધીમેથી) શ, શ. પેલો મહંત આવે છે.

મહંત (બૅંકમાંથી પાછા ફરતાં) ઓહો, બચ્ચા ગોપી! તમે અહીં ઊભાં છો? કુમારને હજી વાર લાગશે; અહીં શું કરો છો?

ગોપી: આ જરા માધવ જોડે વાતો કરતી હતી. પપ્પાના સેક્રેટરી. . .

મહંત: ઓ બ . . બ . . બેટા માધવ! તારો કંઈ પત્તો જ નહિ. કેટલા વખતથી તને શોધુ છું?

માધવ: (ઠંડકથી) મળી ગયો ને આજે? બોલો શી આજ્ઞા છે?

મહંત: કંઈ નહિ. આશ્રમમાં કેમ આવતો નથી? આવતા રહેવું. આ તારા ગયા પછી બધો હિસાબ મારે જાતે રાખવો પડે છે.

માધવ: હાસ્તો સારુંને? બૅંકને પણ તમારાં પવિત્ર પગલાંનો લાભ મળે છે!

મહંતઃ હા હા હા (હસે છે) ઠીક, ઠીક. અરે હાં, ઠીક યાદ આવ્યું! જો, તારે માટે પરસાદ મોકલાવવો છે. દર સોમવારનો પરસાદ મળ્યા કરે એટલો તો સંબંધ રાખ?

માધવઃ જરૂર—બડી કૃપા આપની. ઑફિસે મોકલાવજોની—કે હું નોકરને મોકલું?

મહંતઃ પણ તું રહે છે ક્યાં?

માધવઃ ત્યાં જ ઑફિસમાં પડી રહું છું. આપણે શું?

મહંતઃ હા, હા. ઠીક ઠીક, તો આજે સાંજે જ મોકલાવી આપું છું. (ગોપીને) તિલકકુમાર અને તમારે માટે પણ મોકલાવીશ.

ગોપીઃ ઓ, થૅંક્યુ.

મહંતઃ બડી જબરી છોકરી છે; મને ચીઢવવાને અંગ્રેજી જ બોલશે! ચાલો, જય જય!

[મહંત જાય છે.]

માધવઃ જય જય!

ગોપીઃ જબરો છે.

માધવઃ તેં બાફ્યું; મારી ઓળખ નહોતી આપવી. ચાલો હશે. જોઈ લઈશું.

ગોપીઃ કેમ કંઈ ગોટાળો થયો, માધવ?

માધવઃ નારે કંઈ નહિ. હવે એ પરસાદ મોકલવાનો છે. બચ્ચા મહંત! તારી બધી ચાલબાજી મારી જાણ બહાર નથી, સમજ્યો?

ગોપીઃ શું, શું માધવ? મને કહે! મને કહે!

માધવઃ (એકદમ ચમકી) અરે, ના ના. ગોપી! એ પણ એક બુટ્ટી છે. જાત જાતના દાવપેચ રમે છે. જાગૃત રહેલા સારા. લે જા, તારા તિલકકુમાર આવ્યા.

ગોપી: વારુ તો; પણ આજ રાતનું ભૂલતા નહિ. મારે માળિયું જોવું જ છે.

માધવ: ભલે ભલે.

[ તિલકકુમાર આવે છે. ને તરત બીજી બાજુથી શીંઇ, ઉસ્તાદ અને ભરથરી આવે છે. તિલકકુમાર એ જોતાં જોતાં ગોપી સાથે ચાલ્યા જાય છે. ]

માધવ: કેમ કંઈ શુકન?

ઉસ્તાદ: સરસ સરસ શુકન! સાહેબ, તમારાં કે પેલી બાઈનાં? પણ ચોગાનમાં તો કેટલું લોક જામ્યું હતું. અને અમારા જમ્મેખાને નાચ પણ કેવો સરસ કીધો!

માધવ: કયો? કથકલી જ કે?

ઉસ્તાદ: અરે હારે, કેવો? આમ થન નનનન થં. હાથની મુદ્રા તો આફરીન.

માધવ: પૈસા મળ્યા કે એમ જ?

ઉસ્તાદ: અરે, ઢગલો! પૂછો ભરથરીને. કેમ ભરથરી? લ્યો બૅંકમાં જતા હો તો ભરી આવો. રાતે ખટપટ નહિં.

માધવ: અરે જા જા! અત્યારે શું? આ....ત્યાં જવું તો રહી જ ગયું. જાઓ, જાઓ, બીજે વળી કંઈ વધારે વકરો થશે. સાહેબજી! જમ્મેખાન!

જમ્મેખાન: (વાંકો વળી હાથ વડે કથકલી અભિનયથી સલામ કરતો) સાહેબજી! શેઠ સાહેબ, સાહેબજી!

માધવ: અરે તારો શીંઇ તો બોલે છે.

ઉસ્તાદ: એ તો સાહેબ, નાચ કરે ત્યારે જ મૂંગો.

માધવ: જા જા હવે. બીજે જવાનું માંડી વાળ. બિચારો તાપમાં બફાઈ જતો હશે. હું લે જાઉં બૅંકમાં.

[ જાય છે. ]

પડદો

## અંક બીજો

## દૃશ્ય છઠ્ઠું

### માળિયું

[ પડદો ઊપડતાં સુરદાસ ગાય છે.
બધા ગમેતેમ બેઠા છે. ]

સુરદાસઃ (બિહાગ)

આયો કલજુગ આયો, અબ તો સાચો કલિયુગ આયો
સન્યાસી ધન સાંચરને લગે, હરિ સુમરન બિસરાયો,
રાજા કપટી રૈયત દુઃખ પાવે, બ્રાહ્મણે બ્રહ્મ ગમાયો,
સુરદાસ પ્રભુ તમારે ભજન બિન, મોહેકુ કાય જીવાયો.

મોજીરામઃ વાહ! વાહ! આ દેખો, હવે હું પેલો સરાધીઆ બ્રાહ્મણનો વેશ કરી જાઉં છું. જોજો!

એક જણઃ હા ચલાવો, જોઈએ? લ્યો આ અમે બેઠા સરાવવા–જજમાન.

મોજીરામઃ વાહ, ઠીક; પધારો પધારો જજમાન! બેસો! લ્યો નદી તરફ મોં કરો. પગે લાગો (લંબાવી લંબાવીને બોલે છે) ઊંચે જુઓ, સૂર્યને નમસ્કાર કરો, હાથમાં ફૂલ ઝાલો, જમણે કાને પાણી અડાડો, જમીન પર ડાબો પગ ઠોકો; તદદદદદદ દીયતામ્, તદદદદદ દીયતામ્, તદદદદ દીયતામ્. ઓમ્ પરિબ્રહ્માય નમઃ વૈશ્નવાય નમઃ ગોપાળાય નમઃ ગણેશાય નમઃ વૃકોદરાય નમઃ ગદાધરાય નમઃ ચન્દ્રમૌલેશ્વરાય નમઃ શિવાય

નમઃ ગોપાય નમઃ પિતાય નમઃ એ હાથ જોડી રહીએ. હાથમાં ફૂલ ઝાલીએ ભૂદેવની આરતી ઉતારીએ. પૈસો દક્ષિણા મૂકીએ. ફરીથી ચોખા ઝાલીએ.

યં બ્રહ્મા વરુણેન્દ્ર રુદ્ર મરુતૌ સ્તુનવન્તિ દિવ્યૈઃ સ્તવૈઃ
ગૌબ્રાહ્મણ પ્રતિપાળ રાજનનિતિ, દેવાય તસ્વૈ નમઃ
યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિ ર્ભવતિ ભારત,
દક્ષિણા દીયતે નિત્યે, યથા યજમાનઃ સ્થિતિઃ

ઓમ્ ફરીથી દક્ષિણા મૂકીએ. ભગવાનનું નામ લઈએ, મનમાં હું બોલાવું તેમ બોલીએ.

પીરશાહઃ બસ બસ. બડા અચ્છા. બડા અચ્છા! હમ ભી સીખ લેંગે. ઔર જહાં તીરથ વહાં અજમાયેંગે.

મોજીરામઃ એ અમારા સવાલાખ જપને કોઈ નહિ પહોંચે.

[માધવ અંદરથી આવે છે. સાથે ફેંટામાં ગોપી છે, શરીરે મેલી ધાબળી ઓઢી દીધી છે.]

મોજીરામઃ આજ માધવ સાહેબની સાથે વળી કોઈ નવું આવ્યું લાગે છે.

એક જણઃ મોં ઉપરથી કોઈ સારું માણસ લાગે છે. અમસ્થો વેપ પણ કર્યો હોય.

મોજીરામઃ ભાઈ માધવ સાહેબ છે, એની કરામત એ જ જાણે.

માધવઃ કેમ શું માંડ્યું છે? કંઈ નવાજૂની?

મોજીરામઃ કંઈ નહિ. અમસ્થા બેઠા છીએ. મોજ છે.

[ધીમે રહી એક પછી એક બધા ઊઠી અંદર જાય છે.]

માધવઃ જોયું? આ મિજલસનો ખંડ, ઑફિસ, સૂવાનો ઓરડો જે કહો તે. પણે લાયબ્રેરી, રેડીઓ ગ્રામોફોન, જાત-જાતનાં કપડાંની વખાર.

ગોપીઃ સમજી. પપ્પાનો આમાં શો મુદ્દો—આ બધું મારાથી છૂપું શા માટે રાખતા હશે?

માધવઃ આ ચલાવવાનો મુદ્દો તો મેં તને કહ્યો છે. અને તારાથી છાનું રાખવાનું કારણ—તો તે પણ મેં તને કહ્યું છે. તું તારા બાપને મન એક સાધન છે. ભણાવી ગણાવી મોટી કરી હવે તને પરણાવવા માગે છે; તારા સુખને માટે નહિ, એનો એક નજીવો સંતોષ પોષવા.

ગોપીઃ તું ખરૂં કહે છે?

માધવઃ મેં એક દિવસ એમને ઉશ્કેર્યા હતા. ભગવાન ઉપર ચર્ચા કરી, મેં ભાવિ–વિધિની શક્તિ ઉપર ભાર મૂક્યો, અને ત્યારે એમણે મને પોતાના વિચાર જણાવ્યા.

ગોપીઃ પણ હું જાણવા માગું છું એનું કંઇ સમજાયું?

માધવઃ ના. એ જાણવા મેં બહુ પ્રયત્ન કર્યો, પણ કંઈ નહિ વળ્યું. હં, પણ ગોપી! એ માટે તું ચિંતા શું કામ કરે છે?

ગોપીઃ કેમ ન કરૂં? હું મારો ઈતિહાસ ન જાણું? મારો ભૂતકાળ ન જાણું? હું કોણ, પપ્પા કોણ, એમણે કેમ ઉછેરી, શા માટે આટલી જુદી રાખી, શા માટે એ આવી બેવડી જિંદગી ગાળે છે, એ જાણવા મને જિજ્ઞાસા ન થાય?

માધવઃ (ઉશ્કેરાઇ) ના, ગોપી ના. એ બધું ભૂલી જા. એક ઝપાટે એ બધો જેવોતેવો ભૂતકાળ ભૂંસી નાખ. કાળા વિકરાળ, ભયંકર, મલિન, તુચ્છ, વિચિત્ર કે અધમ એવા એ ભૂતકાળને ભૂલી જા. એમાં તને શું.....ગોપી! ગોપી! આપણે ગરીબ ભિખારી, પાપી, અધમ ગણાતા લોકને ભૂતકાળ શો? સાચ આપ, આપણે તો સરજવાનું છે ભવિષ્ય.

ગોપીઃ હું તૈયાર છું.

માધવઃ નવી સૃષ્ટિ ઊભી કરવાની છે આડંબરી ભેદ છેદીને, નવા શિક્ષણક્રમ યોજીને.

ગોપીઃ આ ભિખારીઓ મારફત ?

માધવઃ શા માટે શંકા લાવે છે ? એ એટલા નથી; એવા અસંખ્ય છે, લાખો છે. એવાઓને પાછલા ભૂતકાળનું ભૂત જેને દમતું નથી તેમને આપણે ધરમના ધતીંગોમાંથી વહેલા મુક્ત કરી શકીએ, મંદિર લંડોલો, જમા થઈ રહેલા ટ્રસ્ટ-ફન્ડોનું અઢળક ધન વાપરી એમને એક જ હેતુથી નવી રીતે કેળવીએ—

ગોપીઃ શો હેતુ ?

માધવઃ એ નહિ કહું અત્યારે. અગાઉથી કહી દેવાનો મારો સ્વભાવ નથી તે તું જાણે છે.

ગોપીઃ ઠીક આજે તું પણ સ્વપ્નાં રચવા મંડયો લાગે છે.

માધવઃ હશે. મારે આ માળિયું ચલાવવું છે. તું અને તારા પપ્પા સાથ આપો કે ન આપો, હું તો ચલાવીશ.

ગોપીઃ માધવ ! એમજ માનો છો કે ગોપીએ પોતાનું ભણતર પાણીમાં જ નાખ્યું છે. ?

માધવઃ એટલે ?

ગોપીઃ એટલે કે મને કશાની સમજ નથી એમ ? હું ભણી-બહુ ભણી—પણ કેટલાક દિવસથી અહીંની દુનિયા જોઈને તો હું બેબાકળી બની ગઈ છું. આપણા લોકની આ સ્થિતિ ? આતો ઠીક, પણ આ ઉપરાંત દેશમાં ભૂખે મરતા અસંખ્ય ગરીબોનું, ભિખારીઓનું......

માધવઃ એટલે ?

ગોપીઃ ભિખારીની દીકરી છું અને ભિખારીની સાથે રહીશ.

માધવઃ ગોપી !

ગોપીઃ અને તે પણ મારા માધવની સાથે–માધવની પડખે રહીને. માધવ! માધવ! વધારે શા માટે બોલાવો છો?

[ દરવાન આવીને કંઈક માધવના કાનમાં કહી જાય છે. ]

ગોપીઃ શું છે?

માધવઃ કંઈ નહિ. બાદશાહ આવ્યા. તું પણે ખૂણામાં પીઠ કરીને બેસી જા.

[ બાદશાહ ત્રણ ચાર ભીખારીઓ સાથે પ્રવેશે છે. ]

બાદશાહઃ માધવ! આજે સારો હાથ પડ્યો, ટીપ ભરાઈ ગઈ. ફંડ પૂરું થયું. આખી રકમ મળી ગઈ. હી હી હી હી ( હસે છે ) મૂરખા લોક, મૂરખા શાહુકાર, ધરમના ઢીંગલાઓ દયાળુ આત્માઓ, ધન્ય છે; ધન્ય છે તમારી બુદ્ધિને.

મોજીરામઃ આજે–આજે માધવ શેઠ, ચાર ગ્રહ બાંધવાના છે! ચાર ઠેકાણે જોષ જોયા. જોષ જોવાનો રૂપિયો.

બાદશાહઃ અને વકરાતા ગ્રહ સીધા કરવાના કેટલા પડાવ્યા?

મોજીરામઃ વીસ ચોકુ એંસી. શનિ, મંગળ, રાહુ ને બુધ.

માધવઃ તે કેમ બાંધશે?

મોજીરામઃ જપ! આપણી પેલી ગ્રામોફોન રેકોર્ડ......

માધવઃ પણ એ તું શીખ્યો ક્યાંથી?

મોજીરામઃ અરે આપણે ત્યાં ત્રણ પુસ્તક આણ્યાં છેને, જ્યોતિષનાં? ઉપલક ઉપલક જોઈ લીધું! એક શેઠને દીકરો નથી થતો, બીજાને બૈરી વશ કરવી છે! ત્રીજા શેઠિયાને પૈસા આપી કન્યા લાવવી છે, અને ચોથા શેઠને બે બૈરી છે, તેનો ટંટો મટાડવો છે.

બાદશાહઃ બધા ધરમના અવતાર છે હં કે માધવ ! વારૂ જાઓ જમી લ્યો જમી લ્યો.

[ બાકીનાં જાય છે. ]

માધવઃ બૅંકમાંથી પૈસા આવી ગયા છે.

બાદશાહઃ હા, હું તે લેવા જ આવ્યો છું. માધવ ! બે દિવસ રહીને લગન. હા . . શ. કેટલા વર્ષોનું મારૂં સ્વપ્નું સાચું થશે ? નગરશેઠને ત્યાં તો શી ધમાલ ચાલી છે ! આપણી ઑફિસમાંથી યે કંકોત્રી મોકલાવાઈ ગઈ. માધવ, હવે કાલથી મારાથી અહીં નાહ અવાય.

માધવઃ કંઈ નહિ. તમે તમારે ઑફિસમાં બેસજો, હું અહીં જાળવી લઈશ. વચ્ચે કલાકેક આવી જઈશ.

બાદશાહઃ વારૂ ત્યારે હું જાઉં છું, બીજું કંઈ ?

માધવઃ ના, બીજું તો કંઈ નહિ, પણ મહંતે બધે પરસાદ મોકલાવ્યો છે. લગનની ખુશાલીમાં કે સોમવારની ખુશાલીમાં તે તો કોણ જાણે, પણ એમાં ઝેર ભેળવેલું છે.

બાદશાહઃ એટલે ?

માધવઃ અહીં મારે માટે આવ્યો એમાં ઝેર, નગરશેઠને ત્યાં તિલકકુમાર માટે ગયો તેમાં પણ ઝેર.

બાદશાહઃ એટલે શું–શું કહે છે તું ?

માધવઃ હતો તો એકલો મારે માટે ઝેરવાળો, પણ આપનારની ભૂલે ઝેરવાળો ત્યાં ગયો છે.

બાદશાહઃ તિલકકુમાર માટે ?

માધવઃ હાસ્તો.

બાદશાહઃ હવે ? હવે ?

માધવઃ એ ખાશે તો મરશે, મહંતને જ હાથે–એના બાપને હાથે !

માધવ: ગોપી! જોયા શું કરે છે? પાણી લાવ.

[ ત્રણે ભિખારી પાણી લેવા દોડે છે.]

પીરશાહ: મુઝે એક ઈલમ આતા હૈ.

માધવ: ભાઈ, કોઈનો ઈલમ કામ નહિ આવે. એના મગજ પર અસર થઈ ગઈ લાગે છે.

[ પાણી આવે છે, માથે છાંટે છે.]

મોજીરામ: અરે હું હમણાં સાજા કરી દઉં છું. ઊભા રહો.

[ પાસે જાય છે, માથે હાથ મૂકી પંપાળે છે, દબાવે છે. કંઈકવાર રહી એક આંચકા સાથે બાદશાહ બેઠા થાય છે, છટકી તે ઊભા થાય છે, એને બે જણ–ઉસ્તાદ અને પીરશાહ પકડી રાખે છે.]

બાદશાહ: માધવ! ગોપી! હું મારીશ. ખૂન કરીશ. બધાંને મારીશ. મારી જાતને મારીશ. મને છોડો... અરે છોડ દો, છોડો..

[ હાથ પગ જોરથી જમીન પર પછાડે છે. પડીક શાંત થઈ બેસે છે.]

માધવ: ગોપી! બાદશાહ ગાંડા થઈ ગયા છે.

ગોપી: શું કરીએ? આપણે એની કાળજી લઈશું. એ બહાર ખોટા ગાંડા થઈને ફરતા હતા, હવે અહીં ખરા ગાંડા થઈને રહેશે. હાય. પપ્પા! પપ્પા!

[ પાસે જાય છે.]

બાદશાહ: (એકાએક પાછો જોરથી) મારો, મારો, બધાને મારો. એઈ, હથિયાર લાવ! ચપ્પુ લાવ, છરો લાવ, બંદૂક તોપ... મારો, મારો, મારો... છોડો... ગોપી! માધવ!.. ખૂન... મારું ખૂન કર્યું છે...

[ગોપી માધવ પાસે ગભરાઇને પડખે ભરાઈ ઊભી રહે છે. ભિખારીઓ એકી ટશે દયામણે ચહેરે બાદશાહ તરફ જોઈ રહે છે. એકાદ જણ બોલે છે.]

એક જણ: આપણા બાદશાહને શું થયું ?

[અને બાદશાહ એક મોટી ભયંકર ચીચિયારી નાખી હોય છોડાવી, ગોપીને માધવ તરફ કરડી નાખવા ધસતો હોય એમ દોડે છે.]

બાદશાહ: મારો . . . . ગોપી !

[અને એ બંનેને કરડી ખાવા જાય તેટલામાં ઉસ્તાદ અને પીરશાહ પકડી એને કાબૂમાં લે છે. હાંફતો બબડતો બાદશાહ જમીન પર ફસડાઈ બેસે છે. ]

પીરશાહ: યા અલ્લા !

૨૬૫૫૬

( પડદો પડે છે )